# વાર્તાવારિધિ—ઓફીસમાં મળતાં પુસ્તકો.



| | | |
|---|---|---|
| ૧ | સંસાર શા માટે? (શ્રી દક્ષ.) | ૦-૧૨-૦ |
| ૨ | ચારૂચિત્રા. (સા. શ્રી સંઘવી.) | ૧—૦-૦ |
| ૩ | રક્તબિન્દુ. (સા. શ્રી સંઘવી) | ૦—૮-૦ |
| ૪ | ચિન્તામણિ. (સા. શ્રી સંઘવી.) | ૦—૮-૦ |
| ૫ | પદ્મલતા યાને કંટકમાં ગુલાબ. | ૧—૪-૦ |
| ૬ | મોહન ગુપ્ત. (શ્રી ભટ્ટ.) | ૦—૮-૦ |
| ૭ | મહાલક્ષ્મીના મુશીબત. (શ્રી ભટ્ટ.) | ૦—૧-૦ |
| ૮ | ફુલ કુમારી (રા. વ્રજવિહારી.) | ૦—૧-૦ |
| ૯ | મનહર મોરલી. (રા. ઝવેરી.) | ૦—૧-૦ |
| ૧૦ | સાહિત્ય શોભીન સરોજ. (શ્રીયુત નિરંજન.) | ૦—૧-૦ |
| ૧૧ | પ્રિયવંદા. (સૌ. ધનલક્ષ્મી) | ૦—૧-૦ |
| ૧૨ | કુસુમાવતી. (રા. રા. વિનય.) | ૦—૧-૦ |
| ૧૩ | કુબેરદત્ત. (રા. ઝવેરી.) | ૦—૧-૦ |
| ૧૪ | પુષ્પમાલા. | ૦—૪-૦ |
| ૧૫ | આર્યદેવી અથવા વિપ્ર વનિતાનું રાજતંત્ર. | ૦—૨-૦ |
| ૧૬ | પિશાચી પ્રેમ. | ૦-૧૨-૦ |
| ૧૭ | પત્ર અને પ્રતિમા. | ૦—૨-૦ |
| ૧૮ | વાર્તાવિનોદ. | ૦—૪-૦ |
| ૧૯ | કથાસાગર—ભાગ ૧ લો, ૨ જો અને ૩ જો દરેકના. | ૦—૮-૦ |
| ૨૦ | દિવ્યરંભા. | ૦—૮-૦ |

**વાર્તાવારિધિ ઓફીસ, સરકીવાડ—અમદાવાદ.**

# પ્રસ્તાવના.

"જ્ઞાન સાથે ગંમત" હોય તોજ તે જ્ઞાન ગળે ઉતરી શકે છે. આરોગ્ય મેળવવાને અથવા રોગ મટાડવાને કડવાં ઔષધો જે આવશ્યક ગણાય છે તેજ કૃત્રિમ મિષ્ટતાવાળાં હોય તોજ સરળતાથી અને આનંદથી લઇ શકાય છે. ખાવાના અનેક પદાર્થોમાં કેવળ પોષક તત્વ નહિ લેતાં સ્વાદિષ્ટ વસ્તુ સાથે મિશ્ર કરીનેજ લેવામાં આવે છે. તેજ પ્રમાણે શુષ્ક જ્ઞાનનાં સૂત્રો શીખવવામાં આવતાં તે નીરસ લાગે છે અને તેની ઉપેક્ષાજ થાય છે, તેથી તેમાં વિનોદનું ૭ મું મિશ્રણ કરવાની નીતિ શિષ્ટ પુરૂષોએ આવશ્યક ગણી છે. પ્રાચીન અને અર્વાચીન સાહિત્ય જોનારને જણાય છે કે આ નિયમ દરેક વિષયમાં ઘણો ખરો જોવામાં આવે છે. કાવ્ય, નાટક અને વાર્તા આ નિયમની સાક્ષી પૂરે છે. જેમ જેમ કાળ બદલાય છે તેમ તેમ જનસમાજના બંધારણમાં ફેરફાર થાય છે, દેશ દેશાંતરના સંસર્ગ વધવાની સાથે વ્યવહારના નિયમોના ફેરફાર થાય છે, સુખના સાધનોની સાથે તેના વિરોધીહેતુઓ પણ ઉભા થાય છે. સ્વસંરક્ષણ અને ઉત્કર્ષની સાધક બાધક સામગ્રી વિસ્તાર વાળી થતી જાય છે એવા આ જીવનસંગ્રામમાં નિર્બળને હણીનેજ બલિષ્ટ વિજયી થવા અર્થે વિવિધ યુક્તિઓ અને પ્રપંચો રચે છે. આથી જીવનની પૂર્વની સરળતા પલટાઇને વિષમતા અને કુટિલતા વધતી જાય છે અને તેની સામે ટક્કર ઝીલવાને પોતાના સ્વત્વ અને વ્યક્તિત્વનો લોપ અને ઉચ્છેદ થતો અટકાવવાને, અનેક યુક્તિ પ્રયુક્તિથી મનુષ્યે સજ્જ રહેવાની અગત્ય રહે છે.

જનસમાજમાં સંપ સાચવી રાખવા અને શરીર અને સંપત્તિનું જાનમાલનું રક્ષણ કરવાને દરેક સુધરેલા દેશમાં પોલિસની

રક્ષક સત્તા રાખવામાં આવે છે. 'શેરને માથે સવાશેર' હોય તેમ બુદ્ધિ ચાતુર્યથી યુક્ત અને સુશિક્ષિત પોલિસને પણ હંફાવે એવા શઠ મનુષ્યની પણ ખોટ હોતી નથી એટલે કેટલીક વખતે પોલિસના પણ પ્રયત્ન નિસ્ફળ થાય છે. પ્રપંચની જાળમાંથી છટકવા તેમજ જાળમાં ફસાવવાને કેવી કેવી અપૂર્વ યુક્તિઓ રચવામાં આવે છે તેના અનુભવ બુદ્ધિ વૈભવમાં આગળ વધેલા પશ્ચિમના દેશોમાં વધારે જોવામાં આવે છે અને તેનો લાભ પણ વાર્તાઓ અને નવલકથાના રૂપમાં ત્યાંની પ્રજાને આપવામાં આવે છે આપણી ભાષામાં પણ કેટલાક સમયથી આ પ્રવૃત્તિ ચાલુ થઇ છે અને અંગ્રેજીમાંથી કેટલાંક ભાષાન્તરો અને નવીન ગ્રંથો પણ પ્રસિદ્ધ કરવામાં આવેલા છે. તેજ દિશામાં આગળ પગલું ભરીને વ્યવહાર પ્રપંચનું દિગ્દર્શન કરાવવાનો પ્રયત્ન આ લઘુ ગ્રંથમાં કરેલો છે.

આ ન્હાનકડી નવલકથામાં, પાત્રો અને રંગભૂમિ આપણને પરિચિત રહેલાં હોવાથી તાદૃશ ચિતાર બુદ્ધિમાં સહસા ખડો થવાને અનુકૂળ આવે એમ નથી અને તેથી વિવિધ યુક્તિઓના સ્પષ્ટ છાપ કેટલાક સમય સુધી ટકી રહે એવી છે. આશા છે કે ગુર્જર પ્રજા તેને આદરપૂર્વક આશ્રય આપીને માત્ર એક વાર પણ વાંચવાનો શ્રમ લેશે તો બીજું કાંઇ નહિ તો સ્વલ્પકાલીન આનંદરૂપ બદલો મળ્યા વિના તો નહિ જ રહે એટલું તો નિઃશંકપણે કહી શકાય છે; અને તેમ થશે તો લેખકનો શ્રમ સાર્થક થયો ગણાશે.



વાર્તાવારિધિ રત્નાવલિ. રત્ન ૩૨ મું.

# દિવ્યરંભા.

એક અદ્ભુત રહસ્યમય નવલકથા.

શૂન્ય તે શુષ્કતા શોધે,
પૂર્ણ પેખે ચમત્કૃતિ;
વખોડે કો વખાણે વા,
સ્વયં સ્ફુર્ણે કરી કૃતિ.

લેખક તથા પ્રકાશક.
ગણુપતિરામ ઉત્તમરામ ભટ્ટ
પ્રયોજક વાર્તાવારિધિ,
અમદાવાદ.

મૂલ્ય રૂ. ૦-૮-૦.

સ્ત્રીઓને માટે ખાસ પ્રગટ થતું સચિત્ર માસિકપત્ર.

# સુન્દરી સુબોધ.

**સન્નારીઓને હાથે લખાયલા વિદ્વત્તાભર્યા લેખોવાળો અને અનેક ચિત્રોથી ભરપૂર ખાસ અંક વાંચવાથીજ ભરેલું લવાજમ વસુલ થઇ જાય છે.**



**સ્ત્રીઓ, બાલકો અને કુટુમ્બી જનોને ઘણુંજ ઉપયોગી**, તથા ત્હેમની કેળવણી, સુધારણા, આરોગ્ય ઉન્નતિ અને કલ્યાણને માટે હમ્મેશાં ચાલુ પ્રયત્નો કરતું,—**સુબોધક સચિત્ર માસિક પત્ર.**

વાર્ષિક **લવાજમ:**—ફક્ત **સવા રૂપિઓ;** હિંદુસ્થાનની બ્હાર માટે—દોઢ રૂપિઓ.

**સુન્દરી સુબોધના ગ્રાહકોને અનેક લાભ છે.**—(૧) મ્હોટાં રોયલ બત્રીશ પાનાનું માસિક, (૨) મહિને એક અથવા વધુ ચિત્રો, (૩) ઉત્તમ રસીલું ભેટનું પુસ્તક, (૪) અનેક ચિત્રોવાળો મ્હોટો ખાસ અંક, અને (૫) સંખ્યાબંધ કીંમતી સ્ત્રી ઉપયોગી પુસ્તકો ગ્રાહકોને ખાસ ઓછે ભાવે મળી શકે છે.

**નવા ગ્રાહક**—સપ્ટેમ્બર માસથીજ ગ્રાહક થવાય છે, અને દરેક નવીન ગ્રાહકને પાછલા અંક, ખાસ અંક તથા ભેટનું પુસ્તક મળે છે. **નમુનાનો અંક** ફક્ત એક આનાની ( પૈસાવાળી ) ટપાલની ટિકીટો મોકલવાથી મળી શકે છે; અને તે મંગાવનાર ગ્રાહક થતાં તે પૈસા લવાજમમાં વસુલ ગણવામાં આવે છે. (એટલે તેમને **નમુનાનો અંક** મંગાવવામાં ખર્ચેલા પૈસા બાદ જતાં ત્હેમની પાસેથી ફક્ત રૂ. ૧–૩–૦ લેવામાં આવશે.) નીચેને શીરનામે લખો:-

**"સુન્દરી સુબોધ" મન્દિર;—અમદાવાદ.**

# અનુક્રમણિકા.





!! ॐ श्री !!



# श्री दिव्यरंभा.

( એક અદ્‌ભુત રહસ્યમય નવલકથા. )

## પ્રકરણ ૧ લું.

### પોષ્ટનું પારસલ.

શું કહું !! કાંઇ કહ્યું નથી જાતું,
કહ્યા વિના પણ નવ રહેવાતું.



"સાહેબ! જરા મહેરબાની કરીને જોશો કે મારા નામનું કોઈ પાર્સલ છે ?"

મધ્યાન્હ થવાને હજુ વાર હતી, ગુજરાતના રાજનગર રૂપ અમદાવાદ–ભદ્રમાં આવેલ મુખ્ય (હેડ) પોષ્ટ ઓફીસમાં આવેલાં પાર્સલો–વ્હેંચવાનાં રવાના કરી–પાર્સલ કારકુન હીસાબ મેળવતો, લમણે એક હાથ ટેકવી પોતાના

મેજ આગળ પડેલી ખુરશી ઉપર બેઠો હતો ત્યાં ઉપરના શબ્દોએ રસ્તા ઉપર પડતી પાર્સલ ( વિન્ડો ) બારી તરફ તેનું ધ્યાન ખેંચ્યું. દૃષ્ટિ ઉંચી કરતાંજ પોતાને એક સભ્ય સજ્જન સંબોધે છે એમ તેને લાગ્યું અને સવિનય પૂછયું:—

"જી, આપ શું માગો છો ?"

તે સભ્ય સજ્જને એક છાપેલું કાર્ડ ધર્યું અને કહ્યું:—"આ મારા નામનું કોઇ પાર્સલ આવ્યું છે ?"

"ગોવિંદ! ગોવિંદ!" પાર્સલ કારકુને પટાવાળાને બૂમ પાડી બોલાવ્યો.

"જી, સા'બ!" કહેતો ગોવિંદ આવી પહોચ્યો.

"અરે જરા તપાસતો કે આ સાહેબના નામનું કોઇ પાર્સલ છે ?"

"સા'બ! કયા નામનું ?" ગોવિંદે બારી તરફ નજર કરી.

"**વસનજી ભાઇ**લાલના નામનું." પાર્સલ કલાર્કે કાર્ડ ઉપરથી ઉત્તર દઈ દીધો અને ગોવિંદ પાર્સલો તપાસવા મંડયો.

એક પછી એક વ્હેંચવાનાં બાકી રહેલાં તમામ પાર્સલો ગોવિંદે તપાસ્યાં. **વસનજી ભાઇ**લાલના નામનું એક પણ પાર્સલ ન નીકળ્યું. ફરી પાછો તે તમામ જોઈ ગયો અને આખરે તેણે જણાવ્યું:— "સા'બ! આજે તો એકે પાર્સલ નથી."

"હેં, શું, નથી ? આજે તે પાર્સલ મને મળ્યું હોત તો ઠીક. મેં તેને એવી રીતે રવાના કર્યું હતું કે આજે તે મને અત્રે મળે અને મને ત્યાં પોષ્ટમાસ્તરે પણ એમજ કહ્યું હતું કે આજે અમદાવાદ હેડ પોષ્ટઓફીસે તમને મળશે."

"આપે ક્યાંથી રવાના કરેલું ?"

" અજમેરથી."

" તો હજુ સુધી તો તે અત્રે નથી આવ્યું. વખતે બીજી ટપાલમાં આજે આવી પહોંચશે."

" પણ વાંધો ત્યાંજ છે ને ! મારે આજે જ દોઢની ટ્રેનમાં અત્રેથી ડાકોર જવું છે. ત્યાં ત્રણેક દિવસ રહીશ, તો જો હવે પાર્સલ આવે તો મહેરબાની કરીને મને ડાકોર પોષ્ટ માસ્તરની મારફતે મળે તેમ મોકલજો."

" વારૂ સાહેબ ! પણ હું આપનો ઓર્ડર જરી નોંધી લઉં." કહી પાર્સલ કારકુને નોંધ કરી અને 'સાહેબજી !' કહી ઉત્તરમાં પણ તેજ શબ્દ સાંભળતો તે ગૃહસ્થ વિદાય થઇ ગયો.

 

બપોરના ત્રણ વાગ્યે **અજમેર** તરફની ટપાલ ફરીથી આવી, તેમાં વસનજી **ભાઇલાલ**ના નામનું પાર્સલ હતું. પાર્સલ કારકુને પોતાની નોંધ મુજબ તેને ડાકોર રવાના કરી દીધું અને પાછો પોતાનું કામ આટોપવા લાગ્યો.

આશરે સ્હાડા પાંચનો શુમાર થયો. થાકયોપાકયો—કંટાળેલો, અર્ધમુઆ જેવો થયેલો પાર્સલ કારકુન ઓફીસ બંધ કરી પોષ્ટ ઓફીસના પ્રધાનદ્વારથી જ્યારે ઘેર જવા માટે બહાર નીકળતો હતો; ત્યારે દરવાજામાંજ પાદુકા ખખડાવતી આવતી, ભગવાં વસ્ત્ર પરિધાન કરેલી એક **સંન્યાસિનીએ** પ્રવેશ કરતાં તેને પ્રશ્ન કર્યો:—

" મને ટપાલ માસ્તર સાહેબ ક્યાં મળશે ?"

સંન્યાસિની એક દિવ્ય દેવીસ્વરૂપા હતી. તેનું ભવ્ય વિશાલ સપ્રભ સિન્દુર અને ચંદનઅર્ચિત કપાલ, તેજસ્વી ગૌરવર્ણી

મુખાકૃતિ, મ્હોટાં કારમાં અન્યને આંજી નાંખે એવાં નેત્રો, સુવ્યવસ્થિત ધારણ કરેલ કષાય વસ્ત્ર, એક હાથમાં આવી રહેલું કમંડળ અને બીજા હાથમાં સિન્દુરથી રંગિન ત્રિશૂળ આ સર્વની કંઈક ઓરજ અસર આ પાર્સલકારકુન ઉપર થઇ. તે કંઇક બેહોશીમાંથી જાગ્રતિમાં આવ્યો અને ઘેર જવાની ઉતાવળમાં હોવા છતાં તે દરવાજામાંજ અટક્યો અને પૂછ્યું:—"કેમ માતાજી! શું કામ છે પોષ્ટ માસ્તર સાહેબનું ?"

આસપાસ કામ કરતા બીજા કારકુનોનું, હલકારાઓનું અને ટપાલીઓનું ધ્યાન સંન્યાસિની અને તેની સાથે વાર્તા કરતા પાર્સલ કારકુન તરફ ખેંચાયું.

" મારે બીજું તો કાંઇ કામ નથી, માત્ર એટલીજ તપાસ કરવી છે કે અજમેરથી એક પાર્સલ વસનજી ભાઇલાલના નામનું આવવાનું હતું તે આવ્યું કે કેમ?" સંન્યાસિનીએ ઉત્તર વાળ્યો.

"હા, માતાજી! તે આવી ગયું અને આવતા પહેલાંજ વસનજી ખુદ પોતે આવીને કહી ગયા હતા કે પાર્સલ આવે તો ડાકોર રવાના કરજો, તેથી તેમની સૂચના પ્રમાણે ડાકોર પણ રવાના કરી દીધું છે."

" ઠીક, તો વારૂ તે પાર્સલ ડાકોર ક્યારે પહોચશે?" સંન્યાસિનીએ બાજો પ્રશ્ન કર્યો.

" હાલ પહોંચી જશે." ઉત્તર મળ્યો.

"વારૂ આ ઘડિ હું એક પત્ર લખીને ટપાલમાં નાંખું તો આજે તે જશે કે નહીં ?"

"આજે તો ટપાલ નીકળી ગઇ; પરંતુ કાલે સ્હવારે જશે."

"કદિ હું અત્રેથી તાર મુકું તો ડાકોરના પોષ્ટમાસ્તર તે પાર્સલ રોકશે ?"

"તમારા તારથી કોઇના નામનું પાર્સલ કેમ રોકી શકાય ?"

"એમ...ત્યારે મારા તારથી પાર્સલ રોકાય નહીં ?..." એમ મનમાંજ બોલતાં–ઓઠ ફફડાવતાં સંન્યાસિની કંઇક વિચારમાં પડી.

અત્યાર સુધીના વાર્તાલાપથી આ પ્રતાપી દેવી સાથે કંઇક વિશેષ વાર્તા કરવાની જીજ્ઞાસા પાર્સલ કારકુનને થઇ. સંન્યાસિની તેજ હોવા છતાં ઘણા વિનીત અને મિષ્ટ શબ્દોમાં વાર્તા કરતાં પોતાનો આગમન હેતુ પૂર્ણ કરતી હતી.

"માતાજી ! ક્ષમા કરશો. આ તો સહજ પૂછું છું. પણ તમારે આ પાર્સલ માટે આટલી ઉપાધિ વેઠવાનું શું કારણ? તમે સંસાર ભારથી મુક્ત થયેલાંને આ પ્રવૃત્તિ શું કામ જોઇએ?"

"ભાઇ! મારી પ્રવૃત્તિ સકારણ છે."

"જો હરકત ન હોય તો જણાવશો ?"

સંન્યાસિનીના હોઠ ફડફડયા:—

શું કહું ! ! કાંઇ કહ્યું નથી જાતું,

પણ ત્યારે

કહ્યા વિના પણ નવ રહેવાતું.

"એજ કે આ વસનજી ભાઇલાલ તે ખરો વસનજી ભાઇલાલ નથી; પણ તે એક ધુતારો, ચોર, પ્રપંચી અને નકલી નામ

ધારી વસનજી છે. અને છતાં તમે કહો છો કે પાર્સલ તો રોકી નહીં શકાય...જો કે તે તેનું નથી તોપણ!!!"

"માતાજી! આપનાથી તો નહીં રોકી શકાય. પણ તેનો રસ્તો છે. પોલિસને ખબર આપવાથી તે તાર કરશે તો પાર્સલ રોકાશે. મારી સાથે આપ અંદર પધારો અને મ્હોટા પોષ્ટ માસ્તરને હકીકત જણાવો.!!"

"જેવી પરમાત્માની ઇચ્છા!........હવે મારે કોઇનું કાંઇ કામ નથી."

પાર્સલ કારકુન તરફ આશિર્વાદ મુદ્રા કરી સંન્યાસિનીએ પગ ઉપાડયા અને જોત જોતામાં અદૃશ્ય થઈ ગઇ. સર્વ તેના ભણી જોતાને જોતા જ રહ્યા.

 

"વસનજી ભાઇલાલ તે ખરો વસનજી ભાઇલાલ નથી પણ એક નકલી વેશધારી છે અને તે એક ધૂતારો, ચોર છે; તો આમાં નક્કી કાંઇ ગુન્હો બન્યો છે એમ શક જાય છે." પારસલ કારકુનને વિચાર આવ્યો. "હવે જ્યારે મારા જાણવામાં આ વાત આવી છે. અને તે પણ સારી ઓફીસની વચ્ચે, તો તે હકીકત મારે મ્હોટા સાહેબને જણાવવી જ જોઇએ." એમ વિચારતો તે હેડ પોષ્ટ માસ્તર સાહેબ પાસે ગયો અને તેમને સર્વ હકીકત અથઇતિ જણાવી.

પોષ્ટ માસ્તર સાહેબે ધ્યાનપૂર્વક હકીકત સાંભળી. પ્રથમ તો કાંઇ બાબત મહત્વની તેમને ન જણાઇ પણ એટલામાં કાંઇ વિચાર તેમને સ્ફુરી આવ્યો અને તેમણે સીટી પોલિસ લાઇન્સ–ગાયકવા.

ડની હવેલી સાથે જોડાણ થવા ટેલિફોનની ઘંટડી ફેરવી અને તુર્તજ જોડાણ થઈ ગયું.

"એલાવ," ( allow* ) કોણ ?"

"સીટી પોલિસ લાઇન્સ, એલાવ આપ ?"

"એલાવ, હેડ પોષ્ટ ઓફીસ–ઈન્સપેકટર સાહેબ બંસીલાલ, એલાવ, બંસીલાલભાઈ છે ?"

"જી હા. ઓફીસમાંજ છે."

"એલાવ, તેમને કહો કે હેડ પોષ્ટ માસ્તર સાહેબ જરા ટેલિફોન ઉપર, એલાવ, વાત કરવા માગે છે."

ટેલિફોનના સિપાઇએ ઈન્સ્પેકટર સાહેબને વરધી કહી અને તે ટેલિફોન ઉપર આવી બોલવા લાગ્યાઃ—

"એલાવ."

"એલાવ, કોણ ?"

"હું બંસીલાલ. શો હુકમ ?"

"એલાવ, હું વન્દ્રાવનદાસ.ભાઈ બંસીલાલ ભાઇ! કંઈક નવાજુની જેવી હકીકત, એલાવ, એક પાર્સલ સંબંધમાં બની છે. આપ પા કલાક માટે અત્રે પધારી શકશો ?"

"હા. જી. હું પા કલાકમાંજ આવી શકીશ. હું ઓફીસ બંધ કરી બહાર જ જવાનો હતો અને આપનો ટેલિફોન મળ્યો."

"ઠેંક્યું."

---

* એલાવ ( allow )શબ્દનો ઉપયોગ ટેલિફોનમાં વાત કરનાર–બન્ને સ્હામ સ્હામી કરે છે, આ હકીકત જે વાંચકોની જાણ બહાર હોય તેમના માટે આ ટીપ આપવાનું યોગ્ય ગણ્યું છે.

"મેનશન નોટ પ્લીઝ."

ટેલિફોનથી ખબર અપાઈ ગઈ. પંદર વીસ મીનીટ ભાગ્યે જ થઈ હશે એટલામાં તો મી. બંસીલાલ પોષ્ટ ઓફીસે આવી પહોચ્યા.

'આવો–પધારો'ના આવકારસૂચક શબ્દો સાથે મી. બંસીલાલને બન્દ્રાવનદાસભાઈએ પોતાની પાસેનીજ એક બીજી ખુરશી ઉપર બેસાડયા અને પાર્સલ કારકુને જે હકીકત પોતાને જણાવી હતી તે હકીકત તેના જ રૂબરૂ અક્ષરે અક્ષર જણાવી.

હકીકત મી. બંસીલાલને કાંઈ મહત્વની લાગી.

"લ્યો ત્યારે સાહેબજી! હું રજા લેઇશ. મારાથી હવે વધારે થોભાય તેમ નથી. આ બાબતમાં મારે યોગ્ય પગલાં લેવાજ જોઇએ. આપે મને જણાવ્યું એટલે આપનું કાર્ય તો પૂર્ણ થયું પણ મારૂં હવે શરૂ થાય છે. જરા મને તે કાર્ડ આપશો.?"

"હા, જી."......કહી પોષ્ટ માસ્તરે પેલું વસનજી ભાઇલાલના નામનું પડયું રહેલું કાર્ડ આપ્યું અને તે લેઇ સાહેબજી કહી શેકહેન્ડ કરી ઈન્સપેકટર સાહેબ પોષ્ટ ઓફીસમાંથી નીકળ્યા અને બારોબાર શાહીબાગ તરફ ઉપડયા.

સદ્દભાગ્યે દિલ્હી દરવાજાની ગેટ આગળજ પોતાના ઉપરી જીલ્લા પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ તેમને મળ્યા તેમને ટુંકામાં હકીકત જણાવી, આ બાબતમાં તપાસ કરવાની આજ્ઞા મેળવી, અને કરવા યોગ્ય તાર પણ કરી દીધા.

 

અરે! તારથી જ ના પત્યું. બીજે દિવસે ઈન્સપેકટર સાહેબ જાતેજ ડાકોર પધાર્યા. ત્યાં પોષ્ટમાસ્તરને મળ્યા અને વાતચીતમાં

જાણી લીધું કે, આજે સવારમાં ટપાલ આવ્યા પહેલાં વસનજી ભાઇલાલના પાર્સલની તપાસ કરવા એક ગૃહસ્થ જેવી જણાતી વ્યક્તિ આવી હતી. તે વખતે પાર્સલ નહીં આવેલું હોવાથી મને તે ભરૂચ રવાના કરવા સૂચના મળી હતી. બાદ ટપાલમાં પાર્સલ અમદાવાદથી ( રીડાયરેક્ટ થયેલું ) આવ્યું હતું અને મેં સૂચનાનુસાર ભરૂચ રવાના કરી દીધું. આપના આવતા પૂર્વે માત્ર ભાગ્યેજ વીસ મિનિટ થઇ હશે ત્યારે એક સંન્યાસિની પણ આ પાર્સલની તપાસ કરવા આવેલ અને તે પણ તે ભરૂચ જવા રવાના થઇ ગયાની હકીકત જાણતાંજ ચાલી ગઇ હતી.

ઇન્સ્પેકટર સાહેબને હવે વધારે સમય અત્ર વ્યતિત કરવાનું ઉચિત ન લાગ્યું. તેમણે તુરત ઓફીસ છોડી અને શ્રી રણછોડ રાયજીનાં દર્શનનો સમય હોવાથી મંદિરમાં જઇ દર્શન કરી સીધા-જ પોતે સ્ટેશને સીધાવ્યા અને રાત્રિના ભરૂચ જઇ પહોંચ્યા.

રાત્રિ તો તેમણે જેમ તેમ કરી સ્ટેશનની વેઇટિંગ રૂમમાંજ ગાળી પણ સવાર થતાંજ તે સીધા પોષ્ટ ઓફિસે ગયા અને માસ્તરને મળ્યા. ત્યાં જણાયું કે " ગઇ કાલેજ સાંજના વસનજી ભાઇલાલ મારૂં નામ છે, એમ કહી એક માણસ તેના પાર્સલની તપાસ કરવા આ-વ્યો હતો. પાર્સલ મૂળ અજમેરથી રવાના કરેલું, અમદાવાદ અને ડાકોર થઇને અત્રે આવે તેવી વ્યવસ્થા કરી છે એમ તેણે જણા-વેલું. તે વખતે પાર્સલ તો આવેલું નહોતું પણ તેના નામનો એક તાર આવેલો હતો જે તેને તેજ ક્ષણે આપવામાં આવ્યો હતો. તાર વાંચી તે કંઇક ક્ષુભિત થયેલો જાણે લાગ્યો હતો પણ પછી

તો–'ત્યારે જો મારૂં પાર્સલ આજે આવે તો અગર જ્યારે આવે ત્યારે સુરત પોષ્ટ માસ્તર સાહેબને ત્યાં મોકલશો. એમ કહી તુરત ચાલ્યો ગયો હતો, આપનો તાર મને રાત્રિના મળ્યો. હજુ અત્યારની બેગ ખુલ્લી કરવામાં આવી નથી અને જો પાર્સલ આવ્યું હશે તો જણાશે."

ઇન્સ્પેકટર સાહેબ આ હકીકત સાંભળી અંતઃકરણમાં પ્રસન્ન થયા. અહીં મહેનત બર આવશે એમ તેમને લાગ્યું પોષ્ટ માસ્તરે તેમને ચાહ પાવાનો વિવેક કર્યો. ઇન્સ્પેકટર સાહેબે તેનો પ્રેમથી સત્કાર કર્યો. અને એટલામાં બીજા કારકુનો એક પછી એક આવી પહોંચવાથી હવે મુદ્દાનું પાર્સલ છે કે નહીં તેની તપાસ થવા લાગી. એક બેગ જોવાઇ અને બીજી ઉઘાડતાંજ પાર્સલ નીકળ્યું; તેના ઉપર મોકલનાર અને લેનાર બન્ને તરીકે વસનજી ભાઇલાલનું નામ હતું અને અમદાવાદ, અને ડાકોર સ્થળોએ થઇને તે આવ્યું હતું.

હવે પાર્સલમાં શું છે તે જાણવા જોશુતી મી. બંસીલાલને જીજ્ઞાસા થઇ. તેમણે પોતાને તે સોંપવા પોષ્ટ માસ્તરસાહેબને વિનંતિ કરી પણ તેમણે તો સભ્ય પરંતુ સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે,–" આપની સૂચના પ્રમાણે આ પાર્સલને હાલ જાપતામાં રાખવામાં આવશે, સુરત મોકલવામાં નહીં આવે પણ તેની હવે વ્યવસ્થા તો જેમ મહેરબાન ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટ સાહેબ હુકમ-ફરમાન કરશે તે પ્રમાણેજ થશે. આ કાયદાની વાત આપનાથી ક્યાં અજાણી છે?"

કાયદાનો વાયદો શો ? ઇન્સ્પેકટર સાહેબ લાચાર બન્યા. બે દિવસનો પરિશ્રમ, અખંડ ઉજાગરો વગેરેથી નરમ તો હતાજ તોપણ

પાર્સલ આવ્યું છે અને હમણાંજ મને મળશે તેવી આશામાં કંઇક સતેજ થયા હતા. પણ એજ આશા નિરાશમાં પરિણમી અને પાછા જાણે તે નરમ ઘેંસ જેવા થઇ ગયા અને શ્રમની અસર અત્યારે તેમને બમણી જણાઈ.

તોપણ તે કાંઇ સામાન્ય પુરૂષ જેવા નહોતા. તેમણે ચ્હેરા ઉપરથી કે બીજી કોઇ પણ રીતે વાતચીત વગેરેમાં પણ પોષ્ટ માસ્તર સાહેબને જરા પણ જણાવા ન દીધું અને ઠીક મુખમુદ્રા રાખીને એમ જણાવી રજા લીધી કે,–હું આજે મહેરબાન ડિસ્ટકટ મેજીસ્ટ્રેટ સાહેબને મળીશ અને જરૂરી હુકમ મેળવીશ, દરમિયાન પાર્સલને આપ જાળવી રાખશો.

 

પોષ્ટ ઓફિસમાંથી રજા લઈ ઈન્સ્પેકટર મી. બંસીલાલ નીકળ્યા તે વખતે લગભગ સાડાનવ થઇ ગયા હતા. આથી તે હવે સ્ટેશન ઉપર ન જતાં;પ્રથમ સીધા ઓ ઉપર પોતાના બંગલામાં ગ્હેતા શહેરના સુપ્રસિદ્ધ નાગરિક સરદાર ત્ર્યંબકલાલ ભવાનીશંકર દવેને ત્યાં ગયા. સરદાર સાહેબ મી. બંસીલાલને ઓળખતા હોવાથી તેમને જોતાંજ ઘણોજ આવકાર આપ્યો અને તેમના આવવા માટે આનંદ દર્શાવ્યો.

" તપાસ અર્થે આવવું પડયું છે. આવ્યો તો રાત્રિએ મેલમાં પણ રાત્રિ તો સ્ટેશન વેઈટીંગરૂમમાં જ ગાળી. સ્હવારમાં વ્હેલો ઉઠી પોષ્ટ ઓફિસે ગયો અને ત્યાંથી બારોબાર આવું છું. વગેરે ટુંકામાં જણાવી દીધું.

એક કલાકમાં તો સ્નાન સંધ્યાથી અને ભોજનાદિથી પરવારી લઈ સરદાર સાહેબની ગાડીમાં તે કલેકટર સાહેબને મળવા ગયા.

સદ્દભાગ્યે કલેકટર સાહેબની પણ તુરતજ મુલાકાત થઇ. મી. બંસીલાલ એક બાહેશ અમલદાર હતા. તેમની વાતચીત કરવાની છટા ઘણીજ સરળ અને અસરકારક હતી, ટુંકાજ શબ્દોમાં તેમણે સાહેબ બહાદુરને હકીકત સંભળાવી દીધી અને પરિણામે નીચેની મતલબનો અંગ્રેજીમાં હુકમ મેળવવા તે વિજયી નીવડયાઃ—

અમદાવાદ જીલ્લાના ઇન્સ્પેકટર મી. બંસીલાલનો રીપોર્ટ વાંચતાં અને રૂબરૂ હકીકત સાંભળતાં જણાય છે કે, ભરૂચ પોષ્ટ ઓફિસમાં અમદાવાદ, ડાકોર વગેરે ઠેકાણે થઇ અજમેરથી એક વસનજી ભાઇલાલના નામનું પાર્સલ આવ્યું છે પાર્સલ શક પડતું છે અને તેના અંગે પોલીસ તપાસની જરૂર છે. અમદાવાદ પોલીસે તપાસ શરૂ કરી દીધી હોવાથી તે પોલીસને આ પાર્સલની દરકાર છે, સબબ આથી. ફરમાવવામાં આવે છે કે ભરૂચ પોષ્ટ માસ્તરે આ હુકમને આધારે સદહું પાર્સલ ઇન્સ્પેકટર મી. બંસીલાલને પહોંચ લઇ સોંપવું અને જો કોઇ બીજું આ પાર્સલ માટે તપાસ કરતું જણાય તો પોલીસે તેની તપાસ અને દેખરેખ રાખવી. ઇન્સ્પેકટરે પૂરતી કાળજી અને જાપતા સાથે, પાર્સલ જેમનું તેમ સીલબંધ અમદાવાદ લેઇ જવું અને ત્યાં જીલ્લા સુપરિન્ટેન્ડેન્ટને મળી

**તેમની** આજ્ઞાનુસાર પાર્સલની ક.યદેસર વીધી કરવી **અને** **પરિણામનો** રિપોર્ટ જીલ્લા સુપરિન્ટેન્ડેન્ટ અને જીલ્લા મેજી-સ્ટ્રેટની મારફત અમને કરવો.




કલેકટર અને જીલ્લા મેજીસ્ટ્રેટ,

**ભરૂચ.**

સાહેબે બીજા જ ઓરડા (રૂમ)માંથી કામ કરનાર પોતાના એક કલાર્કને બોલાવ્યો. ટાઇપમાં ઉપરના હુકમની ત્રણ નકલો કાઢી સહી લેવા અને એક પોષ્ટ માસ્તર **ભરૂચને**, બીજી ઇન્સ્પેકટર **બંસીલાલને** અને ત્રીજી જાણ થવા અને જોઇતી મદદ આપવા જીલ્લા સુપરિન્ટેન્ડેન્ટ **ભરૂચને** મોકલવા ત્રણ પાકીટો બનાવવા આજ્ઞા કરી.

આશરે પાએક કલાક સાહેબે જીલ્લાની માહિતી મેળવવાની ખાતર અનેક પરચુરણ બાબતો ઉપર ઇન્સ્પેકટર સાથે આડાં અવળાં ગપ્પાં હાંક્યાં. એટલામાં પેલા કારકુને ત્રણે નકલો સહી માટે રજુ કરી અને સાહેબે તે તપાસી સહી કરી આપતાં તેણે બીજી પાંચેક મીનીટમાં ત્રણે પાકીટો બીડીને ઇન્સ્પેકટર મી. **બંસીલાલના** હાથમાં આપ્યાં.

અહીંનું કામ પણ પત્યું. આથી મીઠા શબ્દોમાં તસ્દી લેવા માટે સાહેબ બહાદુરનો ઉપકાર માની એક સભ્ય સલામ સાથે સાહે-બની રજા માગી અને "તમારા સાહેબ મી......ને મારી સલામ કહેશો" એમ કહી સાહેબે તેમને રજા આપી.

રસ્તામાં જતાં જતાં પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબને પણ મી. **બંસીલાલે** મળી લીધું અને તેમને તેમના નામનું પાકીટ આપી સીટી

પોલિસ સબ ઇન્સ્પેકટર ઉપર જોઇતી મદદ આપવાનો હુકમ લઇ લીધો; એટલુંજ નહીં પણ ઓફિસમાંથી જ ટેલીફોનદ્વારા સીટી સબ પોલીસ ઇન્સ્પેકટરને કહેવરાવી પણ દીધું કે જરા તાબડતોબ પોષ્ટ ઓફિસે મને મળો.

હવે અહીંથી મી. બંસીલાલ પોષ્ટ ઓફીસે ગયા અને પોષ્ટ માસ્તરને તેમના નામનું પાકીટ આપ્યું. પોષ્ટ માસ્તરે તે વાંચ્યું અને તેનો અમલ કરવાની તૈયારી કરતા હતા દરમિયાન સીટી સબ પોલિસ ઇન્સ્પેકટર પણ આવી પહોંચ્યા.

પોષ્ટ માસ્તરે પહોંચ લઇ ઇન્સ્પેકટર બંસીલાલને પાર્સલ અક બંધજ સોંપ્યું અને જેમનું તેમ તેમણે વરધીમાં રાખવા સીટી લીસ સબ ઇન્સ્પેકટરને સોંપ્યું.

અત્રનું કામ પતતાં બન્ને પોલીસ અમલદારો સાથેજ ઉઠયા પણ બંસીલાલને કંઇ વિચાર સ્ફુરી આવ્યો અને તેમણે પોષ્ટ માસ્તરને પૂછ્યું:—"આપે મને એમ કહેલું કે વસનજી પાર્સલની તપાસ કરવા આવ્યો ત્યારે તેના નામનો તાર હતો. ?"

"હા જી. તાર તેના નામનો આવ્યો હતો અને તે તેને આપતાં જ તે સુરત પાર્સલ મોકલવાની વરધી લખાવી ઉદાસ ચહેરે ચાલ્યો ગયો હતો."

"તાર કોનો કયાંથી હતો તે આપને ખબર છે? તેમાં શું લખેલું હતું તે આપ જાણો છો?"

"ના મને ખબર નથી. પણ તાર ઓફીસ સ્હામી રૂમમાં જ ત્યાંથી વખતે જણાશે."

પોષ્ટ ઓફીસમાંથી નીકળી તાર ઓફીસમાં તપાસ કરતાં તાર આણંદથી હતો એટલુંજ માત્ર જણાયું.

તાર ઓફીસથી સીધા બન્ને જણા મી. દવેને બંગલે આવ્યા. ત્યાં મી. બંસીલાલને જણાયું કે દવે સાહેબે પોતાનો સર્વ સામાન વેઇટીંગ રૂમમાંથી માણસ મોકલીને ઘેર મંગાવી લીધો હતો.

 

જો કે પાર્સલ જેમ બને તેમ જલદી પોતાના સાહેબની રૂબરૂ લઇ જવાની અને તેમાં શું છે તે જોવા જાણવાની ઇન્સ્પેકટર મી. બંસીલાલની ઉત્કટ ઇચ્છા હતી તોપણ હવે જ્યારે તે પોતાના અત્રના કર્ત્તવ્યથી ફારક થઇ દવે સાહેબને ત્યાં આવ્યા ત્યારે તે ઢીલા ઢપ જેવા થઇ ગયા હતા.

માણસ જ્યારે હોંસમાં ને હોંસમાં કાંઇ કાર્ય કરવામાં પ્રવૃત્ત હોય છે ત્યારે તેને પરિશ્રમનું ભાન રહેતું નથી. જો કે તેની અસર તો પાછળથી જણાયા વિના નથી જ રહેતી.

મી. બંસીલાલને પણ આ નિયમ પ્રમાણેજ હવે થાક જણાવા લાગ્યો અને દવે સાહેબનો આગ્રહ તેથી તે દિવસ ભરૂચમાંજ ગાળવા અને બીજે દિવસે સ્હવારમાં અમદાવાદ જવાનો નિશ્ચય તેમણે કર્યો અને તદનુસાર પોલિસ પાર્ટીની વ્યવસ્થા કરવા સબ પોલીસ ઇન્સ્પેકટર સાહેબને સૂચવ્યું.

બાકીનો આખો દિવસ અને રાત્રિ ભરૂચમાં આનંદ અને શાંતિમાં વ્યતિત કર્યો. બીજે દિવસે સ્હવારે આઠ વાગ્યે પોલિસ પાર્ટીના જાપતા નીચે પોષ્ટમાંથી મળેલા પાર્સલ સાથે નીકળી ત્રણેક વાગ્યાના સુમારે અમદાવાદમાં સીટી પોલીસ લાઇન્સમાં મી. બંસીલાલ હોંસભર્યા આવી પહોંચ્યા.

ટેલિફોનદ્વારા પોતાના ઉપરી સાહેબ મહેરબાન જીલ્લા પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબને–પાર્સલ સાથે ભરૂચથી આવ્યાની હકીકત નિવેદન કરી અને વિશેષ આજ્ઞા માગતાં સાહેબ બહાદુરે ઉત્તર આપ્યો કે–' સાડા ચારના સુમારમાં હું પોલિસ લાઈન્સમાં આવી પહોચું છું. પાર્સલ ઉઘાડવાની કાયદેસર તજવીજ કરી રાખો."

સાડાચાર પહેલાં મી. બંસીલાલે પાર્સલ ઉઘાડવાની સર્વ તૈયારીઓ કરી રાખી હતી. પંચ પણ હાજર રાખવામાં આવ્યું હતું. સાડાચાર થયા અને એએક મિનિટમાં જ સાહેબ આવી પહોંચ્યા.

પંચના માણસોને પાર્સલ કેવી રીતે પકડયું છે તેની ટુંક હકીકત મી. બંસીલાલે સાહેબ બહાદુરના રૂબરૂ સમજાવી અને હવે પાર્સલ તોડવામાં આવ્યું.

પાર્સલ એક દેવદારનું ખોખું હતું. આશરે બે ફીટ સમચોરસ તે હતું. ઉપરના સીલોની નોંધ કરીને ધીમે રહીને તેની એક બાજુનું બારણું ઉઘાડવામાં આવ્યું. અંદર સારી રીતે પરાળમાં ભાગી ન જાય તેમ ગોઠવેલ કાચની એક સીલબંધ પહોળા મ્હોંની બરણી હતી.

સાચવીને બરણીને બહાર કાઢતાં જ "ઓ બાપરે!" કહી પંચનાં માણસો પાછાં હઠી ગયાં. પાથરેલી જાજમ ઉપરથી તેઓ નીચે ઉતરી પડયા.

જીલ્લા પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ પણ કંઇક ચમકયા અને ઇન્સ્પેકટર બંસીલાલ તો દિગમુઢ બની કિં કર્ત્તવ્ય વિમુઢજ થઇ ગયા.

# પ્રકરણ ૨ જું.



## શરીર વગરનું શિર.



**ભાળ્યો એક ભયંકર ભારી, હેઠા હાથ પડ્યા જઈ હારી;**
**કરતાં વિચાર ધારીધારી, બ્હેર મારી ગઇ બુદ્ધિ સારી.**



આમ એકાએક શાથી બન્યું? એવું તે શું બરણીમાં હતું કે આમ સર્વ કોઈ ચમક્યા!—એ જાણવાની જીજ્ઞાસા સહજ જ સર્વને થવા સંભવ છે.

બરણીમાં એક જાતનો પ્રવાહી તેજાબ—અર્ક ભરેલો હતો અને તેમાં જાણે હાલ તુરતજ કોઇએ ધડથી જુદું પાડી કાપી નાંખેલું માથું અથવા—

### શરીર વગરનું શિર હતું.

પાંચ દશ મિનિટ તો માત્ર સર્વેએ મૌનજ સેવ્યું; પરંતુ આવી પડેલી વેઠ ઉતાર્યા વિના કાંઇ ચાલે! પંચક્યાસ તો પૂરો કરવોજ જોઇએને! આવી બરણીને ધ્યાનપૂર્વક જોવા માંડી.

પ્રથમ તો માથું જાણે કૃત્રિમ અને મીણનું બનાવેલું હશે એવો ખ્યાલ થયો; પરંતુ તેનાં અર્ધ ખુલ્લાં નેત્રો, વિખરાયલા

વાળ, અને સપ્રભ સજીવસમ વદન જોતાં જાણે હમણાં તે બોલી ઉઠશે એમ સર્વને લાગ્યું અને માથું કૃત્રિમ છે એ વહેમ તુર્તજ અળપાયો.

ધડ વિનાનું માથું એક સુંદર **બાલિકાનું** હતું. તેની ઉમ્મર આશરે **તેરેક** વર્ષથી વધારે નહોતી. આવી લાવણ્યમયી બાળાનું ગળું કાપવા કોઈ હત્યારા ચંડાળે કેમ હિમ્મત કરી હશે ! ?

કોઈ તીક્ષ્ણ ધારવાળા તેજ હથીઆરથી તે કાપેલું હતું.

જે અર્ક–તેજાબમાં આ માથું રાખવામાં આવ્યું હતું તે માથાને ધડઉપરથી અલગ કરીને તે જ ક્ષણે તેજાબમાં નાંખેલું હોવાથી જેમનું તેમ તે તાજું ને તાજું રહેલું હતું.

"અરે પ્રભુ! આ દુનિયામાં કેવા કેવા કઠોર હૃદયના નિર્દયી મનુષ્યો—આવું અઘોર કૃત્ય કરનારા પાપી ચંડાલો પણ છે." પંચના માણસોના મ્હોંમાંથી ઉદ્ગાર નીકળ્યા.

ઓફીસમાંથી અને પોલીસ લાઇન્સમાંથી પણ ઘણાં માણસો ત્યાં આજુબાજુ ભરાઇ ગયાં. એકવાર તો સર્વ બરણીને જોતાં સજ્જડ જ થઇ જતાં.

"અરે રામ રામ ! શું ધાર્યું હતું ને શું નીકળ્યું ! આ પાર્સલમાં એક બાલિકાનું કપાયલું માથું હશે એવો સ્વપ્ને પણ ખ્યાલ કોઇને ઓછો જ આવે તેમ હતું ! અરેરે પાર્સલનો પતો મેળવવા અને તેને હાથ કરી લેવા એ દિવસમાં તો લોહીનું પાણી કરી નાંખ્યું. ત્યારે પરિણામ શું આવ્યું ?! 'ખોદ્યો ડુંગર અને નીકળ્યો ઉંદર.' !" મી. **બં**સીલાલ મનમાં જ બબડયા. પણ વળી પાછા તેમના હોઠ ફરકયાઃ—"ના ના આ તો ડુંગરમાંથી ઉંદર નીકળવા જેવું નથી બન્યું. આતો એક બાલકીનું કપાયલું માથું છે અને જબરદસ્ત **બલા** આવી પડી છે."

પરંતુ આવી પડેલું કાર્ય પૂર્ણ કરવું પડયું. પાછા તે કંઇક હોંશમાં આવ્યા અને ત્યાં હાજર હતા તેમને સર્વને પૂછ્યું:–"જુઓ ભાઇ તપાસો. આ કોનું માથું છે તે કોઇ ઓળખી શકો છો?"

ધ્યાનપૂર્વક તપાસતાં છતાં પણ તે માથું કોનું છે તે કોઇ ઓળખી ન શકયું.

"વારૂ તપાસો–ફરીથી તપાસો–આ બાલિકા કઇ જાતની છે તે કોઈ કહી શકો છો?" ઈન્સ્પેકટરે બીજો સવાલ પૂછ્યો.

દરેક પંચના માણસે પોતાનો જુદો મત દર્શાવ્યો. બીજા હાજર માણસો પણ તરેહવાર અટકળો કરવા લાગ્યા. પણ ખરૂ અનુમાન તો નજ થયું.

બરણીને સીલબંધ જ રાખવામાં આવી. તેને ઉઘાડવાની કાંઇ પણ જરૂર નહોતી.

પંચકયાસ પૂરો થયો અને પંચના માણસોને રજા આપવામાં આવી. બરણીને પાછી પૂર્વવત્ આવેલી પેટીમાંજ ગોઠવીને તે મુદ્દામાલમાં રાખવામાં આવી.

 

"વાયે ઉડી જાયે વાત"—એ ન્યાયે આખા શહેરમાં આ વાત પ્રસરી ગઇ. બીજે દિવસે પોષ્ટના પાર્સલની અને તેમાંથી નીકળેલા **શરીર વિનાના શિર**ની વાત ન્યુસપેપર–વર્તમાન પત્રમાં પણ મરચા મીઠા સાથે છપાઇ.

સુપરિન્ટેન્ડેન્ટ સાહેબે હવે આ આરંભેલી તપાસ પૂર્ણ કરવાનું કામ મી. **બંસીલાલને**જ સોંપ્યું. આથી શું હકીકત સત્ય બની છે? કોનું ખૂન થયું છે? શા હેતુથી થયું છે? કોણે કર્યું છે? વગેરે સર્વ શોધવાનું તેમને માથે આવી પડયું.

સરકાર તરફથી પણ જાહેરનામું પ્રસિદ્ધ થયું કે—જે કોઇ આ કોનું માથું છે તે ઓળખી આપશે તેને રૂપિયા ૧૦૦) નું અને ગુન્હામાં ગુન્હેગાર કોણ? તેની બાતમી આપશે તેને રૂપિયા ૫૦૦) નું ઇનામ આપવામાં આવશે.

જાહેરનામાને આધારે જૂદાં જૂદાં ટોળે ટોળાં ઓળખ માટે આવ્યાં પણ ન પત્તો લાગ્યો કે આ શિર કઇ બાલિકાનું છે? અથવા ના કાંઇ વિશેષ હકીકત પણ મળી આવી.

આ તપાસના કામમાં ઇન્સ્પેકટર બંસીલાલ વિના લેવા દેવા અણધાર્યા ઉપાધિમાં આવી ચઢ્યા. પાર્સલ અજમેરથી રવાના થયેલું અને ગયું ભરૂચ! તેમાં નાહક આવ પથરા પગ ઉપર જેવું થઇ પડયું.

હવે મી. બંસીલાલે પાર્સલવાળી પેટી લેઇને જૂદા જૂદા ઠેકાણે ફરીને તપાસ કરવા માંડી. ફરી એકવાર ડાકોર ગયા, ભરૂચ ગયા અને ત્યાં તપાસ કરી પણ પરિણામે તો શૂન્ય જ. સુરત, વડોદરા, આણંદ, મહેસાણા, વગેરે અનેક સ્થળોએ તજવીજ કરી; પણ કાંઇ પણ પત્તા વગરજ.

પછી તે અજમેર ગયા. ત્યાં પણ એક છેડાથી બીજા છેડા સુધી તપાસ કરી કરાવી પણ કાંઇ જ વિશેષ હકીકત ન મળી. ત્યાંનું પોલિસ દફતર તપાસતાં છેલ્લાં પાંચ સાત વર્ષમાં કોઇ ૧૩ વર્ષ લગભગની બાલિકાનું ખૂન થયાની હકીકત જ નોંધાયલી ન નીકળી.

આથી નિરાશ થઇ પાછા વળવાનો બંસીલાલ વિચાર કરતા હતા એવામાં વિચાર આવ્યો. 'લાવ્યને આટલે આવ્યો છું ત્યારે પુષ્કરક્ષેત્ર તો જઈ આવું" પોલિસ ખાતામાં હોવા છતાં ઇન્સ્પેકટર બંસીલાલ શેઠ ધર્મપરાયણ અને ભાવિક હતા.

બીજેજ દિવસે તે પુષ્કરરાજ પહોચ્યા. એક પંડયાને ત્યાં ઉતરી પુષ્કરતિર્થમાં સ્નાન કરીને બ્રહ્મામંદિરે ગયા અને ત્યાં પણ ભેગેભેગી તપાસ ચલાવી. મુખ્ય મહંતને બોલાવી ત્યાંના પોલિસ અધિકારી રૂબરૂ પોતાના આવવાનું કારણ સમજાવ્યું અને તેમને પણ પેલું પાર્સલનું શરીર વિનાનું શિર બતાવી તે સંબંધી " કાંઈ તે જાણે છે કે કેમ ? " એમ પૂછ્યું.

મંહતે તપાસી ઉત્તર આપ્યો કે આ બાળકને આખા પોતાના જન્મારામાં પણ કોઇ દિવસ તેણે પૂર્વે જોયેલું નથી.

ઇન્સ્પેકટર બંસીલાલ જ્યારે આ પ્રમાણે મંહતરાજની સાથે વાર્તા કરી રહ્યા હતા ત્યારે તેમની નજર એક બે કુમારિકા ઉપર પડી.

આવી કુમારિકાઓ અત્ર અનેક નિવસે છે. ભારતમાં મ્હોટું ગણાતું પુષ્કરક્ષેત્ર, અનેક ભાવિક યાત્રાળુઓ આવવાના, નિર્વાહનો કોઈ પ્રકારનો વાંધો નહીં—એટલે કેટલાએ નિરાશ્રિતો અત્રે આનંદથી પોતાના દિવસ નિર્ગમે છે. જો કે તેમનો ધંધો તો ભીખ માગવાનો જ.

આ બન્ને કન્યાએ આપઆપમાં કાંઈ ગુપચુપ વાર્તા કરી રહી હતી. વચમાં વચમાં પેલા મંહત પાસે પડેલી બરણી તરફ વારંવાર જોતી હતી. તેમની વાતચિતની ઢબ ઉપરથી ઈન્સ્પેકટર મી. બંસીલાલને એમ લાગ્યું કે આ બે કુમારીકાઓ જરૂર આ માથા વિષેજ વાતો કરી રહી છે અને જરૂર કાંતો તે કોનું માથું છે તે જાણે છે અથવા કંઇ નહીં તો આ સંબંધી કાંઇક હકીકતથી તો તે વાકેફ છેજ.

શરીર વગરના શિર સાથે આ બે કુમારીકાઓનો ચ્હેરો પણ ઈન્સ્પેકટર બંસીલાલે મેળવવા પ્રયત્ન કરી લીધો પણ કાંઇ મળતા-

પાણું ન જણાયું. સ્વાભાવિક ચેષ્ટા કરતાજ ઈન્સ્પેકટર ઉભા થયા અને એ કુમારીકાઓ હતી તે બાજુ તરફ જવા વધ્યા. બન્ને બાળકીઓ એકદમ દોડી નાસવા લાગી અને ઈન્સ્પેકટરે બુમ પાડી કેઃ— "પકડો, પકડો."

તરત બે ઓરડરલી સીપાઈઓ દોડ્યા અને બન્ને કન્યાઓને પકડી લાવ્યા.

બન્ને હાથ છોડાવીને નાસી જવાનો પ્રયત્ન કરતી હતી. એટલામાં મી. બંસીલાલ તેમની પાસે આવ્યા અને શાંતિ આપીઃ— "બ્હીશો નહીં, ડરશો નહીં, તમને કોઈ અહીં પકડવાનું નથી કે નથી કોઈ તમને મારવાનું. શાંત થાઓ. હું તમને પૂછું તેનો ઉત્તર આપો અને પછી સુખેથી રમ્યા કરો." બન્ને કુમારીકાઓ શૂન્યમૂન્ય સ્થિર થઈ એક બીજાના સ્હામું જોતી ઉભી.

મંદિરનું કામ. એકદમ આજુબાજુ લોકોનાં ટોળાં ભરાઇ ગયાં સર્વના વચ્ચે વિશેષ પૂછવાનું મી. બંસીલાલને યોગ્ય ન લાગ્યું. અને તેથી કહ્યુંઃ—"બ્હેનો ગભરાશો નહીં અમે માણસ છીએ. વાઘ નથી કે ખાઇ જઈશું. અમે અહીં જાત્રાએજ આવ્યા છીએ, પંડયાજીને ત્યાં ઉતર્યા છીએ અને તમને બે ચાર વાનાં પૂછવાં છે. પણ જુઓ લોકો ભરાઇ ગયા છે તો આવો આપણે ત્રણે એકાંતમાં. હું તમને પૂછું તેનો જે ખબર હોય તેવો જવાબ દઇને ચાલ્યાં જજો.

આ શાંતિ વચનોથી બાળકીઓના જીવમાં જીવ આવ્યો. બંસીલાલ બન્ને બાળાઓને લેઇને પોતે ઉતર્યા હતા તે **પંડયાને** ત્યાં ગયા. પાછળ આવતાં ટોળાંને પોલિસે હઠાવી કાઢયાં. પંડયાને ત્યાં લેઇ જઇ પ્રથમ બન્ને કન્યાઓને કાંઈ ખાવાનું મંગાવી આપ્યું અને

પછી ધીમેથી પૂછ્યું:-"વારૂ તમારૂં નામ શું ?"

બન્ને મ્હોં નીચું રાખીને એક બીજાના સ્હામું શરમાતી શરમાતી છતાં સ્મિત કરતી જોવા લાગી. પણ પૂછેલા પ્રશ્નનો ઉત્તર ન આપ્યો.

પણ હવે મી. બંસીલાલને સ્પષ્ટ જણાવ્યું કે તે બાળકીઓ કાંઇ હવે બ્હીતી નથી. તેથી તેમની છેક પાસે જઇને એકનો હાથ ધીમેથી પકડીને પૂછ્યું:-"બોલ બ્હેન ! તારૂં નામ શું ?"

"મ્હારૂં નામ ગંગા અને આ......નું નામ જમના."

"ઠીક નામ તો સારાં છે. ગંગા અને જમના. વારૂ તમે બન્ને બ્હેનો છો ?"

"તે તો અમને નથી ખબર"-ગંગાએ ઉત્તર દીધો."

"તમારે મા બાપ છે ?"

"તે અમને નથી ખબર. પણ અમે બન્ને કુંવારી છીએ."

આટલામાં જો કોઇ સ્થળે બ્રહ્માની મૂર્તિરૂપ મંદિર હોય તો તે માત્ર બે જ સ્થળો છે. એક પુષ્કરક્ષેત્રે અને બીજી બ્રહ્માની ખેડે. આ શિવાય કોઇ એવું મંદિર નથી કે જેમાં બ્રહ્માની મૂર્તિ હોય. ઘણા ભાવિકો આ બ્રહ્માજીની એવી પણ માનતા-બાધા માને છે કે જો મને આ વખતે પુત્રિ થશે તો તેને આપના ચરણે સેવામાં સોંપીશ. મન કામના સફળ થતાં લાગ જોઈ પોતાની પુત્રિરૂપ કન્યાને તેઓ અત્ર મુકી જાય છે અને પછી આવી કન્યાઓનું પોષણ પણ આ મંદિર તરફથી જ થાય છે.

"વારૂ ગંગા અને જમના ! તમે કોઇ દિવસ આ બાળકીને નહોતી જોઇ!?" બરણી બતાવીને ઇન્સ્પેક્ટરે પૂછ્યું.

ફરી ગંગા અને જમના શાંત અને એક બીજાના સ્હામું જોવા લાગી. ઇન્સ્પેકટરે ચલાવ્યું:–"જુઓને કોણ જાણે કયાએ ચંડાળે આ બાળાનું માથું કાપી નાંખ્યું છે. અમે બધા એજ તપાસમાં ફરીએ છીએ કે જેણે આ હત્યારૂ કામ કર્યું હોય તેને પકડવો. તો તમે કાંઇ જાણો છો ?"

"ના. ના." બન્નેએ જવાબ એક સાથે જ આપ્યો.

"જુઓ. તમે ડરશો નહીં. જો બતલાવશો તો ઘણા રૂપિઆ મળશે અને જો ગુન્હેગાર પકડાશે તો સરકારમાંથી મ્હોટું ઇનામ મળશે. જો જાણતાં હો તો કહો કે અહીં અગર બીજે કોઇ ઠેકાણે તમારા જોવામાં આ બાલિકા આવી હતી. ?"

"ના. અમે આ બાળાને તો કયાંય નથી દેખી ?"

"ત્યારે તમે અંદર અંદર તેના સંબંધી શી વાતો કરી રહ્યાં હતાં ?"

ફરી બન્ને એક બીજાનું મ્હોં જોવા લાગી.

"તમે જરાયે ડરશો નહીં. કહી દો ખુબ રૂપિયા મળશે."

હવે **જમના** કંઇક હોંશમાં આવીને બોલી:—"આ માથું તો અમે પહેલાં દેખેલું."

"ક્યાં ?"

"આજ બરણીમાં"

"કયે ઠેકાણે જોયેલું ?"

"આ જ બરણીમાં અને અહીં **પુષ્કરરાજ**માંજ —"

"હેં અહીંઆંજ ?! તો કહેશો કે કોની પાસે જોએલું ?"

"હા અમે તેને **હિમ્મરંભા** મૈયા પાસે જોયેલું."

" દિવ્યરંભા મૈયા કોણ ? "

" શું તમે તેમને નથી ઓળખતા ? અહીં તો સર્વ કોઇ તેમને જાણે છે. તે સંન્યાસિની મૈયા છે. મહંતજી અને પંડયાજી સહુ તેમને ઓળખે છે. "

" આ હકીકત જાણી **બંસીલાલ** ખુશી ખુશી થઇ ગયા. બન્ને **ગંગા** અને **જમના**ને એક એક રૂપિયો હાથમાં આપ્યો અને મનમાંજ વિચાર કરવા લાગ્યાઃ—

" હાશ ! આજ ઘણી મહેનતના પરિણામે કંઇક પત્તો લાગ્યો ખરો. આ સંન્યાસિનીજ સર્વ કારસ્તાનનું મૂળ લાગે છે. પણ હશે, હવે આટલું જણાયું છે તો તેને શોધી કાઢતાં કાંઈ બહુ મુસ્કેલી નહીં નડે. આખરે તો એક માત્ર અબળાજ છે. આ સંન્યાસિનીનો આ માલ પેલો **વસનજી ભાઇલાલ** લઇને કંઇક ઉપડી જવા માગતો હશે તેનું બધું કારસ્તાન મંડાયું છે. હશે—હરિ હરિ તું કરે તે ખરી. "

ઇન્સ્પેકટરે આગળ પૂછવું ચાલું રાખ્યુંઃ—" તે સંન્યાસિની હાલ અહીં છે ? "

" ના તે હાલ તો અહીં નથી. પણ અહીં હતાં ખરાં. "

" ક્યારે વારૂ ? "

" આશરે એક–દોઢ મહિના ઉપર. " **ગંગા**એ ઉત્તર વાળ્યો.

" તે વખતે આ માથું તેમની પાસે હતું ? "

" હા. પણ નહોતાં તે કોઇને આ બાટલીને અડવા દેતાં કે નહોતાં તે કોઇને બતાવતાં. તેણે ઘણુંજ છુપું રાખતાં હતાં. હમેશાં કપડાંમાં ઢાંકેલુંજ રાખતાં. પણ એકવાર તે સ્નાન કરવા ગયેલાં ત્યારે કપડાંમાં આ શું વિંટેલું હશે, એમ ધારી અમે જોયેલું ત્યારે આ

બરણી અને માથું જોઇને બ્હીનેલાં અને હતું તેમ પાછું ઢાંકીને નાસી છુટેલાં?"

"પણ ત્યારે આ વાત તમે કોઇને કહેલી કે નહિં.?"

"ના રે બા. કહીએ ત્યારે તો **દિવ્યર ભા** મૈયા અમને બાળીજ મૂકે તો. તમે તે માજીને હજી નહીં ઓળખતા હો—"

**બં**સીલાલને હવે લાગ્યું કે આ બે બાળકીઓ હવે આ કરતાં કાંઇ વિશેષ હકીકત જાણતી નથી. બન્નેને બીજો અકકેકો રૂપિયો આપી વિદાય કરી દીધી.

વિશેષ તપાસમાં તે માત્ર એટલી જ હકીકત મેળવી શકયા કે સંન્યાસિની અત્રે દિવ્યરંભા મૈયાના નામથી સુપ્રસિદ્ધ છે. તે એક પ્રતાપી દેવીરૂપ મનાય છે અને વારંવાર અત્રે આવે છે. એક મહિના ઉપર તે અત્ર હતાં. હાલમાં કયાં છે તે કોઇને કાંઇ ખબર નથી.

આ ઉપરાંત સંન્યાસિની કે **વ**સનજી **ભા**ઇલાલની કાંઇ વિશેષ હકીકત તે મેળવી ન શકયા.

 

હવે પાછું **અ**મદાવાદ આવ્યા શિવાય છુટકો નહોતો. **અ**જમેરમાં તપાસ કરતાં છતાં પોષ્ટ ઓફીસમાં કઇ વ્યક્તિ પાર્સલ કરાવવા આ-વેલી તેનો કાંઇ જ પત્તો ન મળ્યો.

પુષ્કરક્ષેત્રથી નીકળી અજમેર થઇ સીધા ઇન્સપેકટર **બં**સી-લાલ હવે **અ**મદાવાદ આવ્યા. અને **શા**હીબાગને બંગલે જઇ પોતાના ઉપરી સાહેબ જીલ્લા સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ બહાદુરને અથ ઇતિ હકીકત કહી.

હકીકત સાંભળી તપાસ ચાલુ રાખવાનો અને તે સંન્યાસિનીનો પત્તો મેળવવાનો હુકમ સાહેબ બહાદુરે આપ્યો અને વિશેષ ફરમાન કર્યું કે હાલ તુરત જરૂર ન હોય તો આ બરણીને સીલબંધ જેમની

તેમ વિશેષ રસાયણિક તપાસ માટે **સિવીલ સર્જન** સાહેબને ત્યાં અને તે સાહેબનો અભિપ્રાય થાય તો કેમિકલ **એનેલાઇઝર**ને ત્યાં મોકલી દેવી.

જ્યારે સાહેબ બહાદુરથી **બંસીલાલ** છુટા પડયા ત્યારે લગભગ સાંજના ૭ વાગ્યા હતા. ઘણા દિવસથી હેડ ક્વાર્ટસ પોલીસ લાઇન્સમાં તે ગયેલા નહીં હોવાથી ત્યાં થઇને શહેરમાં જવાનું તેમણે ધાર્યું. હેડક્વાર્ટર્સમાં જતાં જણાયું કે હમણાંજ ઓફીસ બંધ કરી **સુબેદાર** પોતાને બંગલે ગયા. મી. **બંસીલાલ** પણ સુબેદારને બંગલે ચાલ્યા. સુબેદારનો બંગલો હેડક્વાર્ટર્સની દક્ષીણ બાજુએ એટલે **દરિયાખાનના** ઘુમટની બાજુ તરફ આવેલો છે. સુબેદાર બંગલાની બહાર ચોગાનમાં ખુરશી નાંખી બેઠા હતા. ઇન્સ્પેક્ટર સાહેબને આવતાં જોતાંજ તેમણે બીજી એક આરામ ખુરશી મંગાવી અને માન સાથે તેમને બેસાડી ખુશખબરી સમાચાર પૂછવા માંડયા.

"હમણાં તો ગુન્હા સંબંધી કાંઈ તપાસમાં **અજમેર** તરફ જવું પડયું હતું ત્યાંથી આજે જ આવ્યો છું. અમારે તો આવી પરડ રોજ ઉભીને ઉભી........"

"તમારે ગુન્હાની **પરેડ** તો અમારે ક્યાં રોજના રોજ બે વાર **પરેડ** નથી. અમારી પરેડ પણ પરસેવો ઉતારે એવી છે. સુબેદારે હસતાં હસતાં કહ્યું."

"પણ સુબેદાર સાહેબ ! રોજ સાંજ પડયે પથારી તો ઘેરજ પડવાનીને ? ટાઢો ઉનો રોટલો તો રોજ ઘરના હાથનોજ ખાવાનોને ?"

"હા. હમારે તો રોજ ઘરનો જ રોટલો ખાવાનો. તમારી પેઠે ગામેગામ બહારના માલમલિદા ઉડાવાના નહીં."

બંસીલાલ આનો ઉત્તર દેવા જતા હતા પણ એવામાં એક અવનવિન દેખાવ તેમના નજરે પડયો.

બંસીલાલ જે ઠેકાણે બેઠા હતા ત્યાંથી સીધી નજર એક દિશાએ દરિયાખાન તરફ જતી હતી અને બીજી બાજુએ પશ્ચિમમાં દુધેશ્વર તરફ છેક લાંબે સુધી એટલે હેડક્વાર્ટર્સ પોલિસ લાઇન્સના "છાપરા"થી ઓળખાતા ભાગ સુધી જતી હતી. દુધેશ્વર તરફ દરિયાખાનને અડીને જતી નેળ પણ આજ છાપરા આગળ થઇને સીધી જતી. આ નેળે નેળે છાપરા તરફથી આવતી તેણે સંન્યાસિનીને એકાએક જોઇ. ઇન્સ્પેકટર બંસીલાલ સંન્યાસિનીના ચહેરા નિશાનથી એટલા બધા પરિચિત થઇ ગયા હતા કે તેને છેટેથી જોતાં પણ સહજ બરોબર ઓળખી શકયા. આનંદથી તેમનું હૃદય ઉછળવા માંડયું; નસોમાં લોહી પૂર વેગથી વહેવા માંડયું. તે હર્ષભેર ખુરસીમાંથી ઉછળ્યા, ઉભા થયા અને 'થોડીજ વારમાં પાછો આવું છું" એમ સુબેદારને કહેતાં, હમણાં સંન્યાસિનીને હસ્તગત કરી લઉંછું એવી પૂર્ણ હોંસ અને ખાત્રિ સાથે તેને પકડવા તૈયાર થઇ ગયા.

સંન્યાસિની પોતાના હંમેશના વેગમાંજ નિસ્પૃહ અને નિર્ભતાથી નેળમાં ચાલી જતી હતી. ઇન્સ્પેકટર બંસીલાલે તેના સ્હામે એકદમ નહીં જતાં દરિયાખાનની પૂર્વની બાજુ તરફથી તેના સ્હામે આવીને ઘેરવાના વિચારે તે આગળ ફરી વળવા ઉતાવળે પગલે ચાલ્યા. પણ તે દરિયાખાનના પગથિયા સુધી આવી પહોંચે તે પહેલાં તો સંન્યાસીની પોતાની પાદુકાના રણકારા કરતી દરિયાખાનનાં પગથીયાં ચ્હડી સડસડાટ કરતી ઘુમટમાં ગઇ અને ઇન્સ્પેકટર સાહેબ આવી પહોંચી પગથીયાં ચ્હડી તેને પકડી કાઢે તે પહેલાં તો કોણ જાણે ક્યાંયે અદ્દસ્ય થઇ ગઇ.



# પ્રકરણ ૩ જું.

## એકને બદલે બીજું.

જુનાં નેત્રને નવા તમાસા
ખેલ વિશ્વના અદ્‌ભૂત આ શા? !

—:o:—



પોતાની નજરો આગળ અને આમ એકાએક બનેલા અજબ બનાવથી ઇન્સ્પેકટર સાહેબ તો આશ્ચર્યમાં ગરકાવજ થઇ ગયા. ક્ષણભર તો શું કરવું તે પણ તેમને ન સુઝયું. પણ પછીથી કંઇક સાવધ થતાં તેમણે ઘુમટને ચારે બાજુથી ખૂણે ખોચરેથી તપાસ્યો, દિવાલે દિવાલે ફરી વળ્યા, છત જોઇ; પણ તમામ સ્થળે માત્ર પત્થર શિવાય અન્ય કાંઇજ નહોતું.

'ત્યારે શું તે કબ્બરમાં તો નહીં પેસી ગઇ હોય!' એમ પણ તેમને ખ્યાલ આવ્યો. ત્યાં ધ્યાનપૂર્વક અવલોકન કરતાં તે પણ ચારે બાજુથી અકબંધ સીડેલી હતી.

લોકકથા એવી છે કે **દરિયાખાન પીર** એ સર્વ ભૂતાવલિના મુખ્ય નાયક છે. દરિયાખાનમાં જો કોઇ રાત્રિએ અંદર સૂઇ રહે તો તેને ઉંઘમાં જ કાંતો ઉપર છત ઉપર મુકવામાં આવે છે કે બહાર ઓ-

ટલા ઉપર ખસેડી મુકવામાં આવે છે. ઉંઘનાર માણસ જ્યારે જાગે ત્યારેજ જાણે છે કે તે જે સ્થાને સૂતો હતો તે સ્થાને ઉઠ્યો ત્યારે નહોતો. કોઈ માણસને જ્યારે કોઇપણ પ્રકારનો નડાવ હોય છે ત્યારે તે નડાવ દૂર કરવા **હાજરાત** ભરવામાં આવે છે. દરિયાખાન ત્યાં પધારે છે અને વળગાડને દૂર કરે છે. અનેક સ્ત્રી પુરૂષો પોતાના શ્રેયઅર્થે આ દરિયાખાન પીરની માનતા માને છે. મુસલમાનોજ એકલા નહીં પણ સામાન્ય વર્ગના અનેક હિંદુઓ પણ જુમ્માને દિવસે માનતા કરવા આવેલા અત્ર જોવામાં આવે છે.

એવા આ દરિયાખાન એ એક ચમત્કારી **પીર** છે એવી વાત મી. **બં**સીલાલની જાણ બહાર નહોતી. પણ તે કાંઇ ભૂત પ્રેતને માનનાર વ્હેમી નહોતા એટલે આ સર્વ લોકમાન્યતાને તે ઢોંગધતૂરાજ ગણી હસી કાઢતા હતા. પણ આજે તો તેમણે પોતેજ જ્યારે એક અજબ ચમત્કાર પોતાની આંખ્ય આગળ બનેલો જોયો ત્યારે પહેલ વહેલાજ આ **પીર**દેવના દૈવતનો તેમને ખ્યાલ આવ્યો અને અંતરમાં પ્રશ્ન સ્ફુર્યો કે શું આમાં કાંઈ આ પીરનો ચમત્કાર હશે? શું સંન્યાસિની આ પીરની ઉપાસક હશે અથવા શું તે કોઇ ચમત્કારીક શક્તિ ધરાવતી હશે ?

આ પ્રશ્નના એકનો પણ તે પોતાના હૃદયથી ખુલાસો ન મેળવી શક્યા.

હેડક્વાર્ટર્સમાંથી વિશેષ માણસો બોલાવી વધારે તપાસ કરવાનું પણ તેમને યોગ્ય ન લાગ્યું. કારણ કાંઇ પણ પત્તો ન લાગે તો ઉલટી હાંસી થવા જેવું હતું. હવે તો ‘ તેરીબી ચૂપ અને મેરીબી ચૂપ ’ જ કરવાનું તેમણે યોગ્ય વિચાર્યું.

હેડક્વાર્ટર્સમાં પાછા પણ ન જતાં ત્યાં આગળ થઇને જતા એક પોલિસના માણસ સાથે સુબેદાર સાહેબને કહાવી દીધું કે—'એક શકદારની તપાસ કરવા માટે એકદમ હું આવ્યો હતો પણ તેમાં વાર બહુ થઇ ગઇ માટે હવે હું બારોબાર જઉં છું અને મારી ગાડી અત્રે મહેરબાની કરી મોકલી આપો.'

સંન્યાસીનીને જોતાં જેટલા ઉત્સાહી તે બન્યા હતા તેનાથી બમણા ઢીલાઢપ જેવા તે ચમત્કારી વ્યકિત અદૃશ્ય થતાં **બંસી-**લાલ બન્યા. ઇન્સ્પેકટર સાહેબ પોતે પોતાની જાતે ગાડી હાંકવાના ઘણાજ શોખી હતા અને તેથી તેમણે ખાસ પોતાનું તેવું ડોક્કાર્ટ ફેશનબંધ કરાવ્યું હતું પણ આજે તો ગાડી હાંકવાની પણ તેમની હોંશ જતી રહી હતી. ગાડી આવી પહોચતાં એક પણ શબ્દોચ્ચાર કર્યા વિનાજ તે વિચારમાંજ રોકાયલા ડોક્કાર્ટમાં પાછલી બાજુની બેઠકે બેઠા અને ગાડીવાનને ઘેર ગાડી લેવાની વરધી પણ આપી.

રસ્તામાં ઘણાએ પોલિસના માણસોએ, શહેરી જનોએ અને સ્હામા મળેલા ઓળખીતાઓએ, તેમને સલામો ભરી હશે પણ કોઇના ઉપર આજે તેમનું ધ્યાન નહોતું. તે તો સીધા ગાયકવાડની હવેલીએ પહોચ્યા ત્યાં સુધી અને પછી પણ વિચારવારિધિમાંજ ડૂબેલા રહ્યા હતા.

**બંસીલાલને** ન રાત્રિએ ખાવાનું ભાવ્યું કે ન શાંત નિદ્રા આવી. વાળુ કરતાં તેમના કરમાયલા વદનકમળને નિહાળતાં કારણ પૂછવાનો સ્વાભાવિક વિચાર તેમનાં પ્રેમાળ ધર્મપત્નીને આવ્યો હતો પણ પોલિસખાતું એ એક અજબ ખાતું છે. અને તેમાં હર્ષ–શોક પામવાના પ્રસંગો અણધાર્યાજ આવે છે અને અળપાય છે પણ ખરા,

એવો તેને પૂર્વે અનુભવ થઇ ગયો હતો તેથી, તેમજ આજે તેમનો મિજાજ પણ સ્વસ્થ નથી એવું તે ચાલાક ચતુરા ચેતી-જાણી ગઇ હતી એટલે તેમને કાંઇ પણ આજે પૂછી હેરાન કરવાનું અને પોતે થવાનું યોગ્ય ધાર્યું નહોતું. વળી પોષ્ટમાંથી મળેલા પાર્સલની, તેમાં-થી નીકળેલા ધડ વગરના માથાની અને તે બાબતમાંજ ઇન્સ્પેક્ટર સાહેબ તપાસ અર્થે બહારગામ ગયેલા અને સંન્યાસિનીની હકીકત મેળવી લાવેલા તે સાહેબને કહેવા શાહીબાગ બંગલે ગયેલા તે બા-બતની વાતથી અજાણ નહોતી એટલે આ ઉદાસિનતાનું એક ગમે તેવું અનુમાન પણ તે સુશિલાએ બાંધી દીધું હતું.

આ જગતમાં એવો એક નિયમ છે કે જ્યારે કોઈ પણ એક નવો પ્રસંગ પ્રાપ્ત થાય છે ત્યારે તેને લગતાં હજારો ખરાં ખોટાં અનુમાનો માણસો બાંધે છે—જો કે સંયોગોના સત્યજ્ઞાનના અભાવ વિના બાંધેલાં અનુમાનો ભાગ્યેજ ખરાં નીવડે છે.

એવુંજ કંઇક અત્ર પણ થયું.

જ્યારે મી. બંસીલાલ બહાર ગામથી આવ્યા ત્યારે તેમન પગ જોરમાં જોયા હતા, પણ તે પોતાના ઉપરી સાહેબને હકીકત કહેવા ગયેલા ત્યાં સાહેબને કાંઈ તપાસ બરોબર થયેલી નહીં લાગેલી હોય અને તેથી ખૂબ ઠપકો આપ્યો હશે અને પરિણામે તો ચિંતાતુર વિચારગ્રસ્ત બન્યા છે—એમ તે સુંદરીએ માન લીધું જો કે આ અનુમાન તદન જ ખોટું હતું એમ સર્વ વાચકો જાણે છે.

ઇન્સ્પેકટરની આખી રાત્રિ અજંપામાં જ ગઇ.

 

બીજે દિવસે ઓફીસમાં જઈ ઇન્સ્પેકટર બંસીલાલે પ્રથમ તો

પેલા પાર્સલમાંના શરીર વગરના શિરને, તેના ઉપર થયેલ પંચક્યાસની એક નકલ અને પોતાના રીપોર્ટ સાથે તપાસ થવા અર્થે મહેરબાન અમદાવાદના સિવિલ સરજન સાહેબને મોકલ્યું અને ત્યારબાદ ચઢી ગયેલા દફ્તરી કામનો નિકાલો કરવામાં તે રોકાયા.

એમ ને એમ આખો દિવસ ચાલ્યો ગયો. ઉપર ઉપરથી જો કે બંસીલાલ અરચુરણ પરચુરણ કામ કર્યે જતા હતા તોપણ અંદરથી તેમના અંતઃકરણમાં તો વારંવાર એ સંન્યાસિનીના એકાએક અદશ્ય થવાના જ વિચારો આવતા, પાછા દબાતા, વળી ઉભરાતા—એમ ભરતી ઓટની પેઠે થઇ રહ્યું હતું.

"ત્યારે તે સંન્યાસીની દેખાઇ અને હું દોડયો; વળી તે અદશ્ય થઇ ગઇ! શું એ સર્વ ભ્રમ તો નહીં હોય ?! હું ખરેખર તે વખતે સ્વપ્નમાં હોઇશ કે જાગ્રત ?" એવા ગાંડા વિચારો પણ આવ્યા વિના રહ્યા નહીં. "ત્યારે શું ખરેજ દરિયાખાનનો આ ચમત્કાર હશે ?! તે સંન્યાસિની તે મુસલમાન હશે કે હિંદુ ? વળી જો તે આવી શક્તિ ધરાવનારી હોય તો, તેને આ બાલિકાનું માથું પોતાની પાસે રાખવાની શી જરૂર ? શું તેણે જ તેનું ખૂન કર્યું હશે ! તો તેનું શું કારણ ? વળી પેલા વસનજી નામધારીને તે ઉપાડી લેવાનું અને એક ઠેકાણેથી બીજે ઠેકાણે ફેરવવાનું શું પ્રયોજન ? વળી તેને ભરૂચમાં કોઇએ તાર મૂક્યો ! આ તાર મૂકનાર કોણ ? આ તાર મૂકનાર સંન્યાસિની તો નહીં જ—કારણ તે તો તેના પાછળ જ પડેલી હતી. ત્યારે શું વસનજી વગેરેની કોઈ બદમાશોની ટોળી હશે ! ? જો તેમ હોય તો આ ટોળી કઇ અને તેનો શો હેતુ ? તે સર્વ મારે શોધી કાઢવુંજ જોઇએ. ... ... ... ..."

ઉપર પ્રમાણે વિચાર કરતા કરતા બંસીલાલ બીજે દિવસે સવારે પોતાના મકાનની જ ઓફીસ રૂમમાં નિરૂત્સાહ બનેલા બેઠા હતા તે વખતે એક રસાલાનો સવાર દોડતે ઘોડે આવી પહોંચ્યો અને વરધી આવી કે—" સાહેબ બહાદુર સિવિલ હોસ્પિતાલમાં પધાર્યા છે અને ત્યાં આપને હાલ તુરત બોલાવ્યા છે."

ઇન્સ્પેક્ટર સાહેબ તરતજ તૈયાર થઈ ગયા અને ગાડી જોડાવતાં વાર લાગે તેથી બાઈસિકલ ઉપર જ ન કળ્યા અને પાંચ મિનિટમાં જ સિવિલ હોસ્પિતાલમાં આવી પહોચ્યા.

મહેરબાન સિવિલ સરજન સાહેબની ઓફીસમાં જ મહેરબાન પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ એક ખુરશી ઉપર વિચારગ્રસ્ત ચ્હેરે બંસીલાલની જ રાહ જોતા બેઠા હતા. સરજન સાહેબ ત્યાં નહોતા. પોલિસ સાહેબને મળીને તેમની સાથે વાતચિત કરીને—વખત થઇ જવાથી તે ઓપરેશન (શસ્ત્ર ક્રિયા કરવાના ) રૂમમાં ગયા હતા.

ઓફીસમાં પ્રવેશી સલામ ભરતાં જ સાહેબે એક અંગ્રેજી કાગળ મહેરબાન સિવિલ સરજન સાહેબ તરફથી મળ્યું હતુ તે બંસીલાલને આપતાં જણાવ્યું કે—" ઘણો જ નવાઇ ભરેલો ગંભીર બનાવ બન્યો છે."

બંસીલાલે કાગળ વાંચ્યો, "ત્રાસ ઉપર ત્રાસ અને દુકાળમાં અધિક માસ" ની પેઠે એક વળી નવો ઉપાધિ આવી પડેલો જણાયો. કાગળની મતલબ નીચે પ્રમાણે હતી.

" ગઇ કાલે સવારમાં ઇન્સ્પેક્ટર મી. બંસીલાલ તરફથી આપની સુચનાનુસાર, તપાસ થવા જે માથા સાથેની બરણી આવેલી તે બરણીનાં પોલિસ પંચક્યાસ પ્રમા-

જેનાં સિલ વિગેરે અકબંધ વપાસી જોઇ તેને ખુલી કરવામાં આવી હતી. માથાને તપાસવા પહેલાં પ્રથમ અર્ક—તેજાબની તપાસની જરૂર જણાયે તેમાંથી થોડાક અર્ક કાઢીલઇ પાછી બાટલી જેમની તેમ બંધ કરવામાં આવી હતી; તેના ઉપર સરકારી સીલ અમારી ( પ્રાવીણ સુરજન) રૂબરૂ કરવામાં આવ્યાં હતાં; પરંતુ અજાયબ જેવી વાત એ છે કે આજરોજ સહવારે વિશેષ તપાસ અર્થે બાટલી તપાસતાં જાણે તેજ બાટલી અને તેજ માથું અંદર છે એવું જણાય છે છતાં અમુક આપે મોકલેલી એજ આ બાટલી નથી. કારણ બાટલીને ગઇ કાલે કરેલું સરકારી સીલ નથી પણ કંઇ બીજુંજ ચિન્હ છે. વિશેષમાં પંચક્યાસ સાથેનાં ચહેરા નિશાન સાથે ગઇ કાલના માથાનાં ચહેરા નિશાન અમે મેળવ્યાં હતાં અને તે સર્વ મળતાં આવ્યાં હતાં; પણ આજે તે મેળવતાં માથાને ડાબા ગાલ ઉપર જે વલ હતો તેને બદલે આજના માથાને જમણા ગાલ ઉપર એક વલ નહીં પણ બે તલ છે અને ડાબા ગાલે બિલકુલ વલ નથી. આ સિવાય જો કે બીજાં ચહેરા નિશાનો તમામ બરોબર છે પણ એ વાત નક્કીજ છે કે ગઇ કાલે આપના તરફથી આવેલ માથું અને બાટલી ચોરાયાં છે અને તેને બદલે તેના જેવું બીજું માથું અને બાટલી અત્ર મૂકવામાં આવ્યાં છે.

જે પ્રયોગશાળામાં આપના તરફથી આવેલ બાટલી અને માથું મુકવામાં આવ્યાં હતાં તેની આગળ અખંડ

જીવતો જાગતો પહેરો રહે છે; છતાં પહેરાવાળો કાંઇ પણ ખુલાસો આપી શકતો નથી અને બારિક તપાસ કરતાં છતાં કાંઇ વિશેષ હકીકત નીકળી આવતી નથી.

એમ જણાય છે કે બન્ને માથાં બે જોડિયા બહેનનાં હોવાં જોઇએ. પહેલાં કોઈ દુષ્ટોએ એકનું ખૂન કરેલું અને હવે બીજાનું કર્યું છે. આવો બનાવ છેલ્લાં વીસ વર્ષમાં પહેલાં કોઇવખત બનેલો અમારા જાણવામાં નથી માટે યોગ્ય તપાસ કરવાઅર્થે આપને આ ખબર આપું છું.”

હકીકત વાંચતાં બંસીલાલ તો સ્તબ્ધ જ બન્યા. કાગળ હાથમાં ને હાથમાં જ રહ્યો. તેમનું મગજ ઘૂમવા લાગ્યું.

 

“કેમ શું થયું? શું ધારો છો?!” સાહેબ બહાદુરે પ્રશ્ન કર્યો.

“સાહેબ બહાદુર હું એજ વિચાર કરૂં છું. “મને લાગે છે કે...”

“હવે લાગ્યું શા કામનું? મામલો વિચિત્ર અને ગંભીર બનતો જાય છે. આ તો તમારી નજરો આગળ બન્યું છે. ગઈકાલનો જ ગુન્હો! કેવી શરમ ભરેલી વાત! જોતજોતામાં મુદ્દામાલ ઉપડી ગયો અને તેને બદલે તેના જેવો જ બીજો દાખલ થઇ ગયો. હવે વળી શુંએ બનશે. માટે ઉંઘમાં ઉંઘવા જેવું નથી.”

“સાહેબ બહાદુરનું કહેવું બરોબર છે. પણ હજુરને અર્જ એ જ છે કે અમે અમારા કામમાં જરા પણ ઓછી કાળજી નથી રાખતા. આ બાબતમાં મને લાગે છે કે—”

“પણ તમને લાગેલું કામનું શું? લાગે છે બાગે છે એવું હવે હું સાંભળવા નથી માગતો.”

"પણ ખુદાવિંદ મારી અરજ એ છે કે પાર્સલની તપાસ કરવા પ્રથમ પોષ્ટ ઓફીસે આવેલો તેજ માણુસે; આ ચોરી કરી માલ ઉડાવેલો"

"બનવા જોગ છે; પણ તેથી શું ?"

"તો હવે તે માણુસ કોઇપણ રીતે તેને વગે કરવાનો પ્રયત્ન કરવાનો. વળી મારૂં ધ્યાન પ્રથમ તો નહોતું ખેંચાયું પણ હવે તો જાણે એ વાત નજરો આગળજ તરે છે. તારમાં જે શબ્દો હતા તેજ શબ્દો પાર્સલના ઉપરના સીલમાં પણ હતા અને તેજ શબ્દો આજે હસ્પિતાલમાં ગોઠવાયલી બરણીના સીલમાં પણ છે. આ કામમાં એક કરતાં વધારે માણુસનો હાથ લાગે છે અને આથી આખી ટોળીને શોધી કાઢવી પડશે. જરૂર આ માણુસ પોતે હસ્તગત કરેલું માથું અને બરણી લઇ તે તેના સાથિતોને પ્રથમ મળશેજ. અને પછીજ તેની વ્યવસ્થા કરશે. મારૂં માનવું છે કે અમદાવાદ અને સુરત વચ્ચે આ ટોળી પોતાનું કામ કરે છે માટે તમામ પોલિસને આ ઠેકાણે ખબર આપવી જોઇએ અને આણુંદ હેડકવાર્ટર્સ થોડા દિવસ રાખીને સખત તપાસ ચલાવવી જોઇએ."

"તમારૂં કહેવું ઠીક છે. તો ત્યારે હવે જે કરવાનું તેમાં ઢીલ ન કરો. તાકીદે કામ કરો. ગઇ કાલેજ રાત્રિના બનાવ બન્યો છે તેથી વખતે તોહમતદાર હજુ અહીંજ હશે અને નાશી છુટવાનો પ્રયત્ન કરતો હશે. તમારી મદદમાં જેની જેની જરૂર હોય તેને લ્યો અને આ બાબત પાર મૂકો.

ઇન્સ્પેક્ટરે આ સાહેબ બહાદુરના બોલવાને માનભેર સલામથી વધાવી લીધું. બાદ આ નવો ગુન્હો બન્યાની તપાસ નોંધ કરી લીધી અને ત્યાંને ત્યાંથી જ રેલવે પોલિસ, ખેડા પોલિસ, ભરૂચ પોલિસ, આપકવાડ પોલિસ અને સુરત પોલિસને તાર મૂકી દીધા.

સાબરમતી, એલિસબ્રીજ—સરખેજ, મહેસાણા, અસારવા, નરોડા, બારેજડી વગેરે સ્ટેશને તેમજ સીટી સ્ટેશને પણ તાબડતોબ પાકો બંદોબસ્ત કરવા સાહેબબહાદુરે બંસીલાલને આજ્ઞા આપી.

બંસીલાલ સલામ કરી હુકમનો અમલ કરવા રજા લેવા જતા હતા એવામાં સાહેબે પૂછ્યું—"તમને આ બીજા માથા વિષે શું લાગે છે?"

"મને મહેરબાન સિવિલ સરજન સાહેબ બહાદુરનું લખવું કપટ વજુદ ભરેલું લાગે છે. પ્રથમ એક બહેનનું ખૂન થયેલું અને આ બીજી તેની જીવતી જોડિયા બ્હેનનું ખૂન—"

"પણ ત્યારે એક માથું લેઇ જવાની અને બીજું માથું અત્રે મુકવાની શી મતલબ?"

"હું પણ સાહેબ બહાદુર! તેજ ગુંચવણમાં છું. તેજ વિચારમાં છું અને તેનો ખુલાસો કરી શકતો નથી."

"પણ ત્યારે એક નહીં પણ બે ખૂન થયાં છે અને તે પણ બે બહેનનાંજ—એ તો નક્કી જ ને—"

"હા. હજુર, અત્યારે તો એમજ મામલો જણાય છે."

"તો તે આપણે માટે ઘણુંજ શરમ ભરેલું છે.આ પ્રમાણે ગુન્હા થાય અને આપણાથી પકડાય નહીં તો આપણી હાંસી થાય. હું પણ તમને પુરતી મદદ આપવા તૈયાર છું. માટે જાઓ હવે સાવધ રહો અને તપાસ ચલાવો."

સાહેબ બહાદુર સિવિલ સરજન સાહેબના પાછા આવવાની વાટ જોતા આફીસમાં જ બેસી રહ્યા અને ઇન્સ્પેક્ટર રજા મળવાથી સ્વકાર્ય પ્રવૃત્ત થયા.

# પ્રકરણ ૪ થું.

## સિંહવેશી સેતાનો.

"તેને ચાખે કોઇ નહીં, જેને રાખે રામ;
ભલે હોય દુનિયામહીં, દુશ્મન લોક તમામ."



કેમ આજ્ઞા છે!"

સૃષ્ટિ સૌન્દર્યના એક અલૌકિક કારિગરીના નમુનારૂપ અર્બુદ ગિરિરાજનો પ્રદેશ એ આર્યાવર્તમાં એક અનુપમ પ્રદેશ છે એમ એકવાર પણ તેનું અવલોકન કરનાર સ્વીકારશેજ. અનેક પ્રતાપી સાધુ સંન્યાસી મહાત્માઓ અત્ર નિવસતા આ શૈલ પ્રદેશની મધુરતામાં એટલા તો લુબ્ધ થયા છે કે તેઓ આ પ્રદેશને ત્યજી કદિ પણ નીચે ઉતરવાનો વિચાર પણ કરતા નથી.

એટલુંજ નહીં પણ પ્રવૃત્તિ પરાયણ પુરુષો માટે પણ આ એક પસંદ થયેલો પ્રદેશ છે. કોઇ પણ વિદેશી પ્રવાસી આ દેશના પ્રવાસે આવતાં આ પ્રદેશની મુલાકાત લીધા શિવાય ભાગ્યેજ રહે છે; તેમ જૂદા જૂદા ભાગોમાંથી યુરોપિયનો, રાજા રજવાડાઓ અને શ્રીમંતો તેમજ સામાન્ય વર્ગના પણ હવા ખાવા માટે ગ્રિષ્મઋતુમાં અત્રે આવી કેટલોક કાલ વ્યતીત કરે છે. ટુંકામાં આ સોહામણા પ્રદેશમાં જાણે પ્રકૃતિએ સર્વ સુખ માત્રનોજ સંચય કર્યો હોય એમ દૃશ્યમાન થાય છે.

શુક્લપક્ષની શુભ્ર રાત્રિ, નવેક વાગ્યાનો સમય, સ્વચ્છ નભ મંડળ, અને ખીલેલી ચંદ્રિકા–વગેરેથી સંપૂર્ણ સૌન્દર્યમય બનેલા આ રમ્યપ્રદેશની એક પગથીની વાટે, કષાયવસ્ત્ર કૌપિન ધારણ કરેલાં અને ગળામાં રૂદ્રાક્ષની તેમજ સૌરભયુક્ત પુષ્પોની માળાથી વિભૂષિત, આશરે તેરેક વર્ષની વયનાં બે સંન્યાસી બાળકો મંજુલવાણિથી વેદ ધ્વનિનો ઉચ્ચાર કરતાં કરતાં મંદમંદ ગતિથી ચાલ્યાં જતાં, ઉત્તર રામાયણનાં યુગલ બાલકોનું સ્મરણ કરાવતાં આખરે એક બંગલાના પ્રવેશદ્વારે આવી પહોંચ્યાં અને બોલ્યાં:–

**"કેમ આજ્ઞા છે?"**

**વડોદરાના** દાકતર **વિનાયકરાય** થોડાક સમયથી હવા ખાવા માટે અત્ર આવી આજ બંગલામાં ઉતર્યા હતા. અત્યારે દાકતર વિ-નાયકરાય બંગલાના દિવાનખાનામાં એક આરામ ખુરશી ઉપર વિચાર ગ્રસ્ત પડયા હતા. શૈલ પ્રદેશમાં સ્હવાર સાંજ સ્વાભાવિક જ ઠંડીનું જોર વિશેષ હોય છે એટલે બંગલાનાં બીજાં સર્વ બારી બારણાં બંધ હતાં. માત્ર પ્રવેશદ્વારજ ખુલ્લું હતું ત્યાંથી દાકતરે સ્વર આવતો સાંભળ્યો:–

**"કેમ આજ્ઞા છે?"**

સ્વર કાને અથડાતાંજ વિચાર નિદ્રામાંથી દાકતર વિનાયકરાય જાગ્રત થયા અને આરામ ખુરશીમાંજ પડયા પડયા તેમણે સહજ ઉંચા થઇ પ્રવેશદ્વાર સ્હામું જોયું. તેજ ક્ષણે સંન્યાસી બાળકોની અને દાક્તરની દૃષ્ટિ એક થઇ અને પુનઃ ધ્વનિ સંભળાયો:–

"જય સચ્ચિદાનંદ! **કેમ પ્રવેશની આજ્ઞા છે."?"**

"જય સચ્ચિદાનંદ! પધારો." દાકતર સાહેબના મ્હોંમાંથી શબ્દો નિકળ્યા.

પ્રસન્ન મુખમુદ્રાયુક્ત બન્ને બાલકો આગળ વધ્યાં. અને દાક્તર બેઠા હતા ત્યાં જઇ આશિર્વાદમુદ્રા કરી મંજુલ વાણિમાં અને વિનિત શબ્દોમાં જણાવ્યું:—

**"આપની આશ્રમે જરૂર છે તો પધારશો. આપને શ્રમ તો પડશે. પણ તે માટે ક્ષમા."**

જે બંગલામાં દાકતર વિનાયકરાય ઉતર્યા હતા તે બંગલાથી આશ્રમ જો કે સ્હામેજ જણાતો હતો તોપણ આ શૈલપ્રદેશમાં પગથીના માર્ગે કંઈ નહિં તો પોણોક માઇલ તે દૂર હશે. આથી રાત્રિ અજવાળી હોવા છતાં આ ઠંડીના વખતે બહાર જવાનું આમંત્રણ કાંઇ દાકતર સાહેબને બહુ પસંદ ન પડયું. પરંતુ એક વાર જ્યારે આ આશ્રમની તેમણે મુલાકાત લીધેલી ત્યારે મઠાધિપતિ મુખ્ય સંન્યાસીના દર્શનનો અને તેમની સાથે કંઇ ધર્મ વાર્તા કરવાનો પ્રસંગ તેમને મળેલો અને તે વખતે એટલી સારી સુદૃઢ છાપ પડેલી કે આશ્રમમાંથી બોલાવવા આવેલાં આ બાલકોની માગણીનો દાકતર અનાદર ન કરી શકયા. "જ્યારે મારી આશ્રમમાં ખાસ જરૂર છે તો મારે ત્યાં જવુંજ જોઈએ. વખતે ત્યાં કોઈ માંદુ થઈ ગયું હશે અને મારી સારવારની જરૂર હશે. તેથીજ મને બોલાવવા મોકલ્યો હોય તો ત્યાં ના જઇને મારે કર્તવ્યવિમુખ ના જ થવું જોઈએ"—એવા સ્વાભાવિક વિચારો તેમને થયા અને કચવાતા મને પણ તે બાલકો સાથે જવા તૈયાર થવા ખુરશીમાંથી ઉઠયા.

"મારૂં ત્યાં શું કામ છે તે આપ કહી શકશો?" ઉઠતાં બાલકોને પ્રશ્ન કર્યો.

"ના, જી. આપ ત્યાં પધારશો ત્યારે તે સ્હમજાશે. આપનું

ત્યાં અનિવાર્ય કામ છે, એટલુંજ માત્ર અમને આપને નિવેદન કરવાની આજ્ઞા થઇ છે. ” ઉત્તર મળ્યો.

“ ત્યાં કોઇ માંદુ છે ?” પુનઃ પ્રશ્ન થયો.

“ જી તે અમને જ્ઞાત નથી. ” બાળકોએ પ્રતિઉત્તર આપ્યો.

વિશેષ આ બાળકોને પૂછવાનું દાકતર સાહેબને યોગ્ય ના લાગ્યું. તેમણે એક ઓવરકોટ ઓઢી લીધો અને ખૂણામાં પડેલી એક લાકડી હાથમાં લેઈ, બૂટ પહેરી આશ્રમે જવા તૈયાર થઈ નીકળ્યા.

 

માર્ગમાં મૌન્યનેજ સેવતાં આગળ આગળ ચાલતાં બે બાળકો અને પાછળ પાછળ ગતિ કરતા દાકતર વિનાયકરાય આશરે વિસેક મિનિટે આશ્રમ સમિપ આવી પહોંચ્યા.

અર્બુદ નિવાસી સંન્યાસીઓ પૈકી પ્રધાન રૂપ ગણાતા સંન્યાસી મહાત્માની તેમને પૂર્વે મુલાકાત થયેલી હોવાથી તેમણેજ આ બે બાળકોને બોલાવા મોકલ્યાં હશે અને તેમની જ પાસે તેમની કુટિરમાં જવાનું હશે એમ દાકતરનું અત્યાર સુધી ધારવું હતું; પરંતુ જ્યારે બાળકો તેમને ત્યાં ન લઇ જતાં બીજી બાજુ વળી કોઇ અન્ય કુટિર તરફ લેઇ જવા લાગ્યાં. ત્યારે તેમને સ્વાભાવિક એમજ વિચાર થયો કે–‘ રોગી તે કુટિમાં હોવાથી ત્યાં મારી જરૂર હશે. ’

છેવટે બાળકો એક કુટિએ પહોંચ્યાં અને તેમાં પ્રવેશતાં એક ખંડમાં સ્હામે જ એક વ્યાઘ્રચર્મ ઉપર આસનસ્થ એક સંન્યાસિની એકલાંજ બેઠેલાં જ્યારે દાકતરના જોવામાં આવ્યાં ત્યારે તેમને કંઇક આશ્ચર્ય ઉદ્ભવ્યું.

બાલકોએ પ્રવેશ કરતાંજ સંન્યાસિનીને સાષ્ટાંગ કરી દાકતર સાહેબ પધાર્યાની હકીકત નિવેદન કરી, એક બાજુ ઉપર ઉભાં. સંન્યાસિની દેવીને જોતાં દાકતર સાહેબના ઉપર પણ કોઈ પ્રતાપી દેવી અસર થઇ. દાકતરે આથી તેમને નમન કર્યું અને આશિર્વાદમુદ્રા કરી જય સચ્ચિદાનંદના મંગળ ઘોષની સાથે "પધારો દાકતર, આ આસને બીરાજો" શબ્દો વડે સંન્યાસિનીએ સ્વાગત કરી એક પાસેજ પડેલા મૃગચર્માસન ઉપર તેમને બેસવાનું સૂચન કર્યું. બાલકોને સ્નેહાળ શબ્દોમાં હવે સ્વેચ્છાનુસાર ખેલવા વા આરામ લેવા આજ્ઞા થતાં—બાલકો પુનઃ સાષ્ટાંગ કરી કુટિરના જે ખંડમાં સંન્યાસિની અને દાકતર હતા તેની પાસેના બીજા ખંડમાં આરામ અર્થે સીધાવ્યાં.

અનેક તર્કો વિતર્કો વચ્ચે દાકતરે આસન લીધું અને આ જ સંન્યાસિની બાઇ કાંઈ વ્યાધિગ્રસ્ત છે અને તેમનેજ તપાસવાની જરૂર છે એમ અનુમાન કરી તેમણે પોતાનો જમણો હાથ સંન્યાસિની તરફ લંબાવી કહ્યું:—"જરા મને આપનો હાથ નાડીપરીક્ષા માટે આપશો ?"

દાકતર સાહેબના આ પ્રશ્નના ઉત્તરમાં સહજ સ્મિતપૂર્વક પણ ધીમા અને મીઠા સ્પષ્ટ શબ્દોમાં સંન્યાસિનીએ જણાવ્યું:— "દાકતર સાહેબ ! હું કાંઇ રોગી નથી, એટલે નાડી પરીક્ષાની આવશ્યકતા નથી. અત્ર કોઈની નાડી પરીક્ષા અર્થે કે કોઇ રોગીની સારવાર અર્થે તમને તેડવામાં નથી આવ્યા; પરંતુ કોઇ અન્ય અનિવાર્ય કાર્ય પરત્વે અત્યારે આટલી મોડી રાત્રિએ પણ આ શ્રમ આપવો પડયો છે. જ્યારે વસ્તુસ્થિતિથી જ્ઞાત થશો ત્યારે તમને સહજજ સમજાશે કે આ પ્રવૃત્તિનું સેવન કર્યા શિવાય કોઇ અન્ય માર્ગ નહોતો. વારૂ દાકતર સાહેબ ! તમારૂં નામ તો વિનાયકરાયને ? અમે

નિવાસસ્થાન વડોદરાજ કની ?" આગળ બોલતાં અટકી વચ્ચે દાકતરને સંન્યાસિનીએ પ્રશ્ન કર્યો.

આ સંન્યાસિનીબાઇ પોતાનું નામ અને ઠામ પણ જાણે છે એ જોઇ દાકતરને ઘણીજ નવાઇ તો 'લાગી'; પરંતુ મારૂં નામ ઠામ એ જ છે એવો ભાવ સૂચવનારો ઉત્તર માથું હલાવીનેજ આપ્યો અને સંન્યાસિનીએ આગળ ચલાવ્યું·—

"**દાકતર વિનાયકરાય!** તમને આશ્ચર્ય થતું હશે કે હું તમારૂં નામઠામ કયાંથી કેવી રીતે જાણું છું. પરંતુ તેના સ્પષ્ટિકરણ અર્થે હું જ તમને સત્ય હકીકતથી સજ્ઞાત કરવાનું યોગ્ય ધારૂં છું કે તમારા સર્વ વૃત્તાંતથી હું કોઇ ગુપ્ત સંકેતવશાત્ પરિચિત છું. જુઓ તમારા પિતાનું નામ **જયન્દ્રરાવ** અને માતાનું નામ **વિમલબા.** તમારાં માતાપિતા જ્યારે તમે છેક ન્હાના પાંચ વર્ષના હતા ત્યારે સ્વરૂપ થયાં ત્યારથી તમે મોસાળમાં તમારા મામા **માણધરરાયને** ત્યાં ઉછર્યા. તમારાં મામી **ઉમંગાને** પેટે કાંઇ સંતાન નહીં હોવાથ તમને પોતાના જ પુત્રવત્ ગણી પ્રેમથી પોષ્યા અને તમે સર્વ બાલકાલ મામા મામીના લાડમાં વ્યતીત કરી, જે અત્યારસુધીમાં શિક્ષણ તમે મેળવ્યું છે તે પણ તેમના દ્વારા જ મેળવ્યું. આજથી ચારેક વર્ષ ઉપર જ્યારથી તમે દાક્તરની પરીક્ષા પાસ કરી છે ત્યારથી હવે તમે તમારા મોસાળમાં નહીં રહેતાં એક નિરાળું ભાડાનું મકાન રાખ્યું છે અને તમારો નિર્વાહ સ્વતંત્રપણેજ તમારા દાક્તરી ધંધાના ઉત્પન્નમાંથી ચલાવો છો. વર્તમાન સમયમાં તમારા ધંધામાં પણ બહુ સ્પર્ધા ચાલતી હોવાથી અને હજુ તમે નવા સવા હોવાથી પૂરતા બહાર પડી શક્યા નથી અને તેથી જેવી સંતોષકારક જોઇએ તેવી તમારી રોજી

ચાલતી નથી, તેમ તમે હજુ કાંઇ સારો ધનસંચય કરી શક્યા નથી, તેની ચિંતા તમને અહોનિશ થયા જ કરે છે. વળી તમે અ-વિવાહિત છો તથા ગૃહસ્થી થવાની ઉત્કટ અભિલાષાવાળા છો; પરંતુ તમે માબાપ વગરના એકલા, બહુ પૈસાવાળા નહીં, તેમજ તમારી જ્ઞાતિમાં તમારા મામા પણ એટલા બધા વગ મોભાવાળા નથી એટલે તમારી અભિલાષા પૂર્ણ થવાનો પ્રસંગ પણ નિકટ તમને ભાસતો નથી—આ મહત્ ચિંતા વળી તમને વિશેષ સતાવે છે. એટલા બધા બલથી તેની અસર તમારા ઉપર થઈ છે કે તમને આ સંસારથી પણ જાણે કંટાળો છૂટયો છે અને હવે નિવૃત્તિ સેવવાની ઇચ્છાવાળા થઇ ગયા છો. આથી તમારા ચિત્તની શાંત્તિ અર્થે અને આ ચમત્કારી અર્બુદ પ્રદેશમાં કોઇ પ્રતાપી મહાત્માનો પુણ્ય સમાગમ થાય તો તે મહાત્માની કૃપા પ્રસાદના ફળરૂપે આ જીવન સાર્થક થાય, એવી ઇચ્છા એકવાર તમને સ્ફુરતાં અને વારંવાર વિચાર સેવનથી બલવત્તર થતાં, કંઇક જે થાડું ઘણું વિત્ત તમે એકઠું કર્યું છે તે સર્વનો ભોગ આપ્યો છે અને આ ઋતુમાં અત્ર આવી વસ્યા છો. વળી સ્હવાર સાંજ પ્રત્યેક દિવસ આ ગિરિ પ્રદેશમાં ચારે બાજુ ફરીફરીને કોઇ મહાત્માને ખોળવા અને તેની કૃપા મેળવવા યત્ન સેવતા કાળ વ્યતીત કરો છો—એ સર્વ વાર્તા મારા જ્ઞાનથી બહાર નથી. કહો દાકતર! મેં જે તમારા સંબંધી વૃત્તાંતનું વર્ણન કર્યું તે સર્વ સત્ય છે કે કેમ? શુદ્ધ અને સરળભાવે સ્પષ્ટતાથી અને કાંઇ પણ સંકોચ રાખ્યા શિવાય જે તમને સત્ય લાગે તે જ કહેશો એટલે આપણે આગળ વાત ચલાવીએ."

સંન્યાસિનીબાઈ દાકતરના વૃત્તાંતવર્ણનનો આરંભ કરી જેમ જેમ પૂર્વ હકીકત અક્ષરે અક્ષર સત્ય કહેતાં ગયાં તેમ તેમ

તેનું શ્રવણ કરતાં કરતાં વિનાયકરાય આશ્ચર્ય મહોદધિમાં વિશેષ વિશેષ ડુબતા ગયા અને વધારે અને વધારે ચકિત બન્યા, પરિણામે આ સંન્યાસિનીબાઇ તે કોઈ સામાન્ય સંન્યાસિની નથી પણ કોઇ અંશાવતારી પૂર્ણ ચમત્કારી દેવી છે અને કોઇ મહાન પુણ્યના જોગે જ આજે આ તેમના દર્શનનો અલભ્ય લાભ કોઇ શુભ હેતુ પુરસ્સર પોતાને પ્રાપ્ત થયો છે એમ તેમના મનમાં ઉપરા ઉપરી વિચારો આવવા લાગ્યા. સંન્યાસિનીએ જ્યારે પોતાનું બોલવું બંધ કરી પોતાના પ્રશ્નનો દાકતર શું ઉત્તર વાળે છે તે શ્રવણ કરવા તેમના મ્હોં સામું જોયું ત્યારે પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપતા પૂર્વે—સંન્યાસિનીએ તેમ કરવાની કાંઇજ જરૂર નથી એમ સૂચવતાં છતાં—દાકતર સાહેબે આસન ઉપરથી ઉઠીને કોઈ અપૂર્વ આવેશમાં આવી જઈ ઘણાજ સદ્‌ભાવ પૂર્વક સંન્યાસિની દેવીને સાષ્ટાંગ કર્યા અને ગળગળા જેવા થઈ જઈ નમ્ર શબ્દોમાં જણાવ્યું:—"હે માતાજી! આપે કહેલ હકીકત ખરેખરી છે. આજે મને આપનાં દર્શનનો લાભ મળ્યો તેથી હું મારૂં અહો ભાગ્ય માનુંછું. હે માતુશ્રી! મારૂં હવે જે કર્તવ્ય હોય તે મને સૂચવી જે આજ્ઞા હોય તે ફરમાવો."

દાકતરનું બોલવું સાંભળી સંન્યાસિની દેવી જેવાં તેના ઉત્તરમાં આગળ બોલવા જતાં હતાં તેવેજ તેમની દૃષ્ટિ કુટિ પ્રવેશ દ્વાર ઉપર પડી અને તે ચમકી ઉઠયાં.

"અરે આ શુ આણધાર્યો ઉપાધિ!" કહેતાં તે તરતજ ઉઠી પોતાનો ત્રિશૂળ દંડ હાથમાં લેઈ વેગથી પ્રવેશદ્વાર તરફ ધપ્યાં. દાકતર વિનાયકરાયની દૃષ્ટિ પણ આથી પ્રવેશ દ્વાર તરફ ગઇ

પણ તે સાથેજ તે તો સજ્જડજ થઈ ગયા. તેમના પગ તો પ્રથમ જ્યાંના ત્યાંજ સ્તંભી ગયા.




સંન્યાસીદેવી અને દાક્તર વિનાયકરાય કુટિરના જે ખંડમાં હતાં તેની સામેના ખંડમાંજ બે સંન્યાસી બાળકો આરામ લેવા ગયાં હતાં. આ બન્ને નિરસ્ત્ર બાળકોને બહાર ઘસડી ફાડી લેઇ જતા બે બળવાન સિંહો કુટિના પ્રવેશદ્વારે સંન્યાસિનીના જોવામાં આવવાથી તે ચમકી ઉઠી પાસે પડેલ ત્રિશૂળ દંડ લેઇ મેઘગર્જનની પેઠે એક નાદ કરી પાછળ દોડયાં. દાક્તર વિનાયકરાય સિંહોને જોઇ પ્રથમ તો ભયથી સજ્જડ થઇ ગયા પણ પછી ધીમે ધીમે લથડતા પગે અને કંપતા હૃદયે પ્રવેશ દ્વાર લગી આવ્યા.

કંઇ કાલથી જે સ્થાને હાલ આર્બુદ ગિરિરાજમાં સંન્યાસિઓનો આશ્રમ છે તે સ્થાન એક ઘોર જંગલ અને ખાસ મૃગરાજકુંજ નિવાસસ્થાન કહેવાતું હતું; પરંતુ એક પછી એક સંન્યાસિયોની સંખ્યામાં વૃદ્ધિ થવા લાગી એટલે ધીમેધીમે હિંસક અને જંગલી પશુઓ ઓછાં થતાં ગયાં.

જે સંન્યાસિની દેવી દાક્તર વિનાયકરાયને પોતાની સાથે વાત કરતી વખતે એક સૌમ્ય મૂર્તિરૂપ જણાતાં હતાં, તે અત્યારે તો એક ત્રિશૂળધારિણી દાનવ દલનારૂપ ભવાની સ્વરૂપે બાળકો લેઇ જઇ નાસતા અસુરસિંહોને અટકાવવા પાછળ પૂર વેગમાં પડેલાં જણાયાં. પ્રચંડ સ્વરૂપા બનેલાં આ મહાદેવીનાં નેત્રોમાંથી જાણે અગ્નિની જ્વાળા નીકળતી હોય તેમ તે મહા તેજોમય અને રક્ત બન્યાં હતાં. તેમની જંઘા સુધી લાંબી કેશાવલિ છુટી થઇને પીઠ, સ્કંધ અને મ્હોં ઉપર ફરી વળી હતી.

દાકતર વિનાયકરાય આ પ્રમાણે દેવીને નિર્ભયપણે સિંહોની પાછળ એકલાં પડેલાં જોઇ કાંઇક સાવધ બન્યા અને 'મારો, પકડો, દોડો' એમ મ્હોટેથી બૂમ બરાડા પાડતા તે પણ પાછળ દોડયા.

દાકતરના આ કોલાહલથી અર્બુદરાજના સર્વ સંન્યાસીઓ એક પછી એક જ્યાંથી ત્યાંથી–ચારે દિશાથી "શું છે, શું છે?! બ્હીશો નહીં, બ્હીશો નહીં, આવ્યા આવ્યા" કરતા ધસમસ્યા આવી પહોચવા લાગ્યા.

જો કે સિંહો બાળકોને લેઇ પૂર વેગમાં નાસતા જતા હતા તોપણ સંન્યાસિની દેવી તેમનાથી પણ અધિક વેગથી પાછળ ધસ્યાં હોવાથી જોતજોતાંમાં સિંહોને પકડી પાડયા.

એક બાજુ પાછળથી સંન્યાસિની દેવી આવી પહોંચ્યાં અને બીજી બાજુએ સ્હામેથી અને બાજુએથી સંન્યાસી વૃંદ આવી પહોંચતાં જોઈ સિંહો ભયગ્રસ્ત બન્યા. તેમને પોતાના જીવની આવી પડી એટલે બાળકોને પડતાં મૂકી પોતાનો જાન બચાવવા જીવ લેઇને નાઠા.

સંન્યાસિની દેવી બાળકોની પાસેજ તેમના આશ્વાસનાર્થે સ્તંભ્યાં પણ દાકતર વિનાયકરાય અને આવી પહોચેલા બીજા આશ્રમનિવાસીઓ તો હવે પગમાં કાંઇક વિશેષ જોર આવ્યું હોય તેમ નાસી છુટી જતા સિંહોની પાછળ દોડયા.

પરંતુ ક્ષણવારમાંજ રંગ પલટાઈ ગયો. બન્ને સિંહો એકાએક અદૃશ્ય થઇ ગયા અને તેને બદલે બે મનુષ્યો મૂઠીઓ વાળીને નાસતા જણાયા. વિશેષ ઉત્સાહ અને વેગથી સર્વ તેમની પાછળ પડયા પરંતુ જંગલનું કામ–જોતજોતાંમાં તેઓ દૃષ્ટિમર્યાદાની બહાર થઇ ગયા.

સર્વ આથી વીલા મ્હોંએ અને ઠાલી હાથે પાછા વળ્યા.

---

# પ્રકરણ ૫ મું.

## હવે મારે કહેવું શું અને કરવું શું ?



સમય સમજ ઉરજન ધરી, પાકું ફળ લઈ ખાય,
અપક્વ ગ્રહી અધિરાઇથી, અણુસમજુ પસ્તાય.




જવાળી રાત્રિ હોવાથી પ્રકાશ પૂરતો હતો. એક સંન્યાસીની દૃષ્ટિ નીચે ઉતરતા ઢોળાવ ઉપર પડી અને તે બોલી ઉઠયો:—" અરે જુઓ ! જુઓ ! એ મનુષ્ય માત્ર નહીં પણ ઘણાં મનુષ્યોનું ટોળું નીચે ઉતરતું જણાય છે. "

ડાક્તર વિનાયકરાય અને સર્વ સંન્યાસી વૃન્દે નીચે ઢોળાવ તરફ દૃષ્ટિ કરી તો કંઇ નહિ તો ઓછામાં ઓછાં પંદરેક માણસો હશે.

" અરે આ બાળકોને માટે આટલાં બધાં મનુષ્યો કેમ આવ્યાં હશે ? " એમ સ્વાભાવિક પ્રશ્ન થયો. પણ ઉત્તર કોણ આપે ? ! પ્રશ્ન નિરૂત્તરજ રહ્યો અને સર્વ સંન્યાસિનીદેવી પાસે આવી પહોંચ્યા.

" કેમ આરોગ્ય છે ને ? " આવતાંજ પ્રશ્ન થયો.

"હા જીવન છે. પરમાત્માની કૃપાથી શરીરે કાંઈ પણ ઇજા થઇ નથી જણાતી. બેહોશ કરનારી કોઇ દવા તેમને સુંઘાડી હોવાથી હજુ તે શુદ્ધિમાં નથી આવ્યાં. કોઇ બે દુષ્ટો સિંહવેશમાં છાનામાના કુટિ પ્રવેશ કરી આ બાળકો નિદ્રા લેતાં હતાં તેને દવા સુંઘાડી બેહોશ કરી ઉપાડી લઇ નાશી જવા અત્ર આવેલા પણ ઇશ્વરેચ્છાથી તેમના ઉપર મારી દૃષ્ટિ પડી ગઇ. મને તરત જ સમજાયું કે આ ખરા સિંહો નથી પણ કોઇ ઢોંગવેશી સેતાનો માત્ર સિંહ વેશમાં આવેલા છે."

"પણ આપે જોતાં જ કેવી રીતે જાણેલું કે તે ખરા સિંહો નથી?" દાકતરે પ્રશ્ન કર્યો.

"દાકતર સાહેબ! કોઇ દિવસ બે સિંહો સાથે હોય જ નહિં. આ દુષ્ટો તેમની પ્રપંચ જાળ પાથરતાં એ વાર્તા ભૂલ્યા. જો એક જ સિંહ મારા જોવામાં આવ્યો હોત તો હું પણ વખતે ઠગાત."

દાકતર વિનાયકરાયની શંકાનું સમાધાન થયું. બે સિંહો કદિ સાથે હોય જ નહીં એ સામાન્ય વાર્તા એ જાણતા હતા છતાં સાવધાનના તે રાખી શકયા નહોતા.

બાળકો શુદ્ધિમાં આવતાં જણાવા લાગ્યાં. સંન્યાસિનીદેવીએ બન્નેને પોતાની કુટિમાં લેવરાવ્યાં. દાકતર વિનાયકરાય અને સંન્યાસીઓ સર્વ કુટિએ આવ્યાં. પૂર્ણ શુદ્ધિમાં આવતાં બાળકો જાણે ગાઢ નિદ્રામાંથી જાગ્રત થતાં હોય તેમ બેઠાં થયાં પરંતુ આસપાસ સમગ્ર સંન્યાસીવૃંદ એકત્ર થયેલું જોઈ પૂછવા લાગ્યાં:—

"માતાજી! માતાજી! આ શુ છે?"

"કાંઇ નહીં. તમે નિરાંતે સૂઇ જાઓ. કોઇ હિંસક પશુઓ કુટિએ આવ્યાં હતાં તેમને નસાડી મુકવા આ સર્વ એકઠા થયા છે."

"હવે અમને ઉંઘ નહીં આવે." બન્ને બાળકો બોલી ઉઠયાં.

સંન્યાસિનીએ માથે હાથ ફેરવીને તેમને પોતાની પાસે બેસાડયાં.

સંન્યાસિની દેવી, દાકતર **વિનાયકરાય**, બાળકો અને આશ્રમના સર્વ સંન્યાસિઓ કુટિરમાં સાથે સારી રીતે બેશી શકે એવડી તે મ્હોટી હતી એટલે સર્વ કુટિરમાં જ બેઠાં. સર્વને માટે પુરતાં આસન નહોતાં આથી બે ત્રણ મુખ્ય સંન્યાસીઓ, દાકતર **વિના**યકરાય, અને સંન્યાસિની દેવી—એટલાં આસન ઉપર બેઠાં અને અન્યે તો ભૂમિને જ આસન કરી લીધું.

* *

તે દિવસે સંધ્યા સમય પર્યન્ત સંન્યાસિની દેવી આશ્રમમાં નહોતાં તે કયારે આવ્યાં ? અને હમણાં તેમના આગમનનો સંભવ નહોતો. છતાં કેમ એકાએક આવ્યાં ? વળી આટલી મોડી રાત્રિએ દાકતર **વિનાયકરાવ** ત્યાં કયાંથી ? તેમજ આ બે બાળકોને ઉંચકી લઇ જવા છદ્મવેશી સિંહો બની કોણ દુષ્ટો શા હેતુ પુરસ્સર આવ્યા ? તે જાણવાની સર્વને સ્વાભાવિક જ શંકાવૃત્તિ થઇ હતી કિંતુ અદ્યપિ તે શંકાનું નિવારણ થયું નહોતું. આથી જ સર્વ ત્યાં બેઠા હતા.

થોડીક વાર મૌન્ય સેવન કર્યા પછી પ્રધાન—મુખ્ય મહાત્માએ ધીમેથી વાત ઉપાડીઃ—

"**દેવી દિવ્યરંભા !** તમે આશ્રમમાં કયારે પધાર્યાં ? સાયંકાળ પર્યન્ત તો તમે નહોતાં. વળી હાલમાં આવવાની તમારી વકી પણ નહોતી. આ દાકતર સાહેબ અત્યારે આશ્રમમાં કયાંથી ? વળી કોણ નરપિશાઓ કેવા કારણસર છદ્મવેશમાં આ નિર્દોષ બાળકોનું હરણ કરવા અર્થે આવેલા ! વગેરે વૃત્તાંત જાણવાની સર્વ

જન્હની સ્વાભાવિક વૃત્તિ થઈ છે તો તે સંબંધી યોગ્ય સમાધાન આપશો તો સર્વને સંતોષ થશે.”

"પુજ્ય મહાત્મન!" સંન્યાસિનીએ સમાધાન અર્થે કહેવા માંડયુંઃ— "હું સંન્ધ્યા પછી આશરે અર્ધ ઘટિકામાં જ આવી પહોંચી છું. આશરે એક પક્ષ સુધી હું નહી આવું એવા વર્તમાન મેં આપ પ્રભુને પ્રેર્યા હતા પરંતુ પછી મારા સમજવામાં આવ્યું કે આ બાળકોનો ભય છેક સમપિ આવી પહોંચ્યો છે અને જેને હુંઅત્ર પ્રત્યક્ષ નહીં હોઉં તો આ બન્ને બાળકો નિધન કે હરણ અવસ્ય થઇ જશે. આથી મારે મારા નિશ્ચય ફેરવવો પડયો અને હું એકાએક અત્ર આવી પહોંચી; જો કે ભય છેક એટલો સમિપ હોઇ આજે જ તે નડશે એમ મને જ્ઞાન નહોતું. પરમાત્મા અને આપ સર્વની કૃપાથી તે ભય હાલ તત્કાળ તો દુર થયો છે અને પાજીઓ પોતાના પ્રપંચમાં નથી ફાવ્યા ... ... ... ... ... ... ..."

એકાદ ક્ષણ શાંત રહી પાછું દેવીએ ચલાવ્યુંઃ—"આબાળકો જોકે આ મઠમાં આપણે આશરે આટલાં મ્હોટાં થયાં છે પરંતું તે બાળકો કોણ છે? અત્ર શાથી લાવવાં પડયાં છે વગેરેથી કોઇ પરિચિત નથી અને તે રહસ્ય જાણવા યોગ્ય છે. તેમના રહસ્ય સાથે

આ દાકતર વિનાયકરાય પોતે પણ આ સંબંધી કાંઇ જાણતા નથી. તો પણ સંબંધ ધરાવે છે. આથી અત્ર આવતાં જ મેં તેમને બોલાવેલા, તેમની સાથે હું તેમના જીવનક્રમ સંબંધી કંઈવાર્તા કરતી હતી એટલામાંજ છદ્મવેશમાં સેતાનો આવ્યા અને ત્યાર પછી શું થયું તે તો આપ સર્વને જ્ઞાતજ છે........"દેવી હિમ્મતરંભા અટક્યાં.

પોતે આ બાળકોના જીવન સાથે કાંઇક સંબંધ ધરાવે છે એવું જાણવાથી દાકતર વિનાયકરાયને અનેક તર્કો વિતર્કો થવા લાગ્યા પણ તે મનમાં જ ગુંચવાતા રહ્યા. સર્વની વચ્ચે એક અક્ષર પણ ઉચ્ચારી ન શક્યા.

મઠમાં ઉછરતાં આ બે બાળકોનું રહસ્ય જાણવા યોગ્ય છે એમ દેવીના કહેવાથી સર્વે સાંભળ્યું. આ શું રહસ્ય હશે તે શ્રવણ કરવાની સર્વની ઇચ્છા પણ થઇ. કિંતુ કોઇ સામાન્ય સંન્યાસી દેવી દિવ્યરંભાને પ્રશ્ન કરી શકે તેમ નહોતું. સર્વ સંન્યાસી મંડળમાં દેવી દિવ્યરંભાનું એટલું ઓજસ્–એટલો પ્રભાવ હતો કે તેમનાં વચનો આજ્ઞારૂપજ મનાતાં.

તોપણ એક પ્રૌઢ મહાત્માએ ધીમેથી સંન્યાસિની દેવી તરફ મુખમુદ્રા કરી શબ્દોચ્ચાર કર્યાઃ–" એ બહુજ સારૂ થયું કે આપ આવી પહોચ્યાં. નહીં તો કદાપિ આ બે નિર્દોષ બાળકો આજે સંપૂર્ણ ભયમાં આવી પડયાં હોત. અમે સર્વ આ આગંતુક ભયથી અજ્ઞાત એટલે અમે જાગ્રુત પણ નહીં અને બેહોશીની દવા સુંઘાડીને બાળકોને લેઇ જવામાં ફાવી જાત. આ બાળકો આશ્રમની શોભારૂપ છે અને તે શોભા જોતજોતાંમાં નષ્ટ થઇ જાત. નારાયણની કૃપાથી સર્વ સારૂ થયું છે. હવે આ બાળકો નિર્ભય છે. કિંતુ હે દેવી ! વિજ્ઞપ્તિ એજ છે કે, જો આ બાળકોનો પૂર્ણ પરિચય જાણવા યોગ્ય છે તો જો કોઇ પ્રતિબંધ ન હોય તો તેનાથી અમને જ્ઞાત કરો કે અમે સર્વ ભવિષ્યમાં વિશેષ સાવધ રહીએ......"

દેવી દિવ્યરંભા આ પ્રશ્નનો શું ઉત્તર આપે છે તે શ્રવણ કરવા અન્ય સંન્યાસીઓ ધ્યાનપૂર્વક સાવધાન થઇ ગયા.

"આપનો પ્રશ્ન યોગ્ય સ્થાને છે. આ બાળકોનો વૃત્તાંત આપે શ્રવણ કરવા યોગ્ય છે અને મારે તે હવે કહેવા યોગ્યપણ છે. પરંતુ અત્યારે રાત્રિ ઘણીજ વીતી છે તેથી આવતી કાલે અવકાશે હું સર્વને વિસ્તારથી પરિચિત કરીશ; કંઇ નહીં તોપણ આશરે દોઢેક કલાક સહજ તેમાં જશે. માટે આપ સર્વ અધુના તો આરામ લ્યો. પેલા નરપિશાચોના અધમપણાથી આપ સર્વને અત્યંત પરિશ્રમ પડયો છે. પણ નિરૂપાય......" દેવીએ ઉત્તર આપી દીધો.

"નારાયણ! નારાયણ! કરતા હવે સર્વ સંન્યાસીઓ એકપછી એક દેવીને યોગ્ય નમન કરી ઉઠી ઉઠીને વિસર્જન થવા લાગ્યા.

પુનઃ કુટિમાં સંન્યાસિની, ડાકતર **વિ**નાયકરાય અને બાળકોજ રહ્યાં.

 

"**ડાકતર વિનાયકરાય!** જો કે આવી પડેલા અણધાર્યા ઉપાધિના પરિણામે રાત્રિ ઘણીજ ગઇ છે અને તમને નિદ્રા આવતી હશે પણ જે કાર્યપરત્વે મારે તમને અત્ર આવવા શ્રમ આપવો પડયો છે તેનાથી જ્ઞાત કરવા જ જોઇએ. આ બાળકોના જીવનવૃત્તાંતને અને તમારા જીવનક્રમને કાંઇ સંબંધ છે એ વાર્તા જાણીને તમને અનેક તર્કો વિતર્કો થયા કરે છે એ, મને સ્પષ્ટ સમજાય છે; પરંતુ એવા સંકલ્પ વિકલ્પ કરવાની કાંઇ આવશ્યકતા નથી.

"પ્રિયભાઇ! આ આશ્રમમાં ઉછરતાં આ બે બાલકો કાંઈ વાસ્તવ સંન્યાસી બાલો નથી પણ રાજલક્ષણયુક્ત આ બન્ને બાલકો તમારીજ જ્ઞાતિનાં છે અને ભવિષ્યમાં તમારા વિશેષ સંબંધમાં આવનાર છે, એમ હું જે કાંઇ અલ્પ શક્તિ મેં પ્રાપ્ત કરી છે તેના આધારે કહી શકું છું. તમે મને કદાપિ પૂર્વે જોઇ પણ નહીં હોય પરંતુ

કેટલાંક વર્ષોથી હું તમારા હિતમાં લક્ષ આપ્યાજ કરૂં છું. મોસાળમાં તમે જે સુખશાંતિથી ઉછર્યા છો તેમાં પણ પ્રધાન અંશે મારો હાથ હતો એમ અત્યારે તમને જણાવવું યોગ્ય ગણું છું."

"સુજ્ઞ દાક્તર! અધિક વિસ્તારથી હવે પિંજણ કરવાની કાંઇ જરૂર મને જણાતી નથી. હું માનું છું કે તમારૂં શ્રેય શામાં છે તે તમે સારી રીતે સમજી શકો તેમ છો એટલે મારૂં કહેવું તમે સ્વીકારશો જ." દેવી દિવ્યરંભા બોલતાં અટક્યાં અને ક્ષણભર વિનાયકરાય સામે જોઇ રહ્યાં.

દાક્તરને અત્યાર સુધીમાં આ સંન્યાસિની દેવી ઉપર પૂર્ણ શ્રદ્ધા બેસી ગઇ હતી. તે એક સામાન્ય સંન્યાસિની નથી પણ કોઇ અલૌકિક શક્તિ વાળાં ચમત્કારી દેવી છે એમ તેમણે ક્યારનુંએ માન્યું હતું.

દેવીનું બોલવું પૂર્ણ થતાંજ ઘણાજ નમ્ર ભાવથી દાક્તરને કહેવા માંડ્યું:—"હે સ્નેહમયી જનનીરૂપ મહાદેવી! હે માતાજી! આપ મારાં હિતચિંતક છો અને મારા કલ્યાણને જ સાધવા વાળાં છો એવો મને સંપૂર્ણ ભરોસો છે. મારે આપની પ્રત્યેક આજ્ઞા શિરવંદ્ય છે અને તેનું હું પાલન કરવા તત્પર છું. મારે જે કર્ત્તવ્ય કરવા યોગ્ય તે સુખેથી ફરમાવો. મારૂં હિત વા અહિત શામાં છે? તે હું મારી પોતાની મેળે સમજવા યોગ્ય નથી પરંતું આપ જે કાંઇ મારા સંબંધી કર્તવ્યની આજ્ઞા કરશો તે મારૂં શ્રેય કરનારી જ વસ્તુતઃ નીવડશે એમ મને પૂર્ણ શ્રદ્ધા હોવાથી આપની આજ્ઞાના પાલનમાં જ હું મારૂં હિત જોઉં છું. માટે આપ હવે સત્વર મને આજ્ઞા ફરમાવો. મને અનેક તર્કો વિતર્કો થયા હતા અને થાય છે તે સર્વને

મારી આપના ઉપરની અડગ શ્રદ્ધા ટાળી નાંખવા પૂર્ણ બળવત્તર છે એટલે તે સંબંધી હવે લેશ પણ મારે સ્પૃહા કરવાનું કાંઇ કારણ નથી. વળી હે માતાજી ! આ બન્ને બાલકો સાથે મારે કેવા પ્રકારનો સંબંધ છે અને આ બાલકો કોણ છે તે પણ જો હું શ્રવણ કરવા યોગ્ય હોઉં તો મને કહેવા કૃપા કરશો કારણ તે જાણવાની મારી પણ ઉત્કટ અભિલાષા છે. હવે હું આપ મારાં કલ્યાણ સાધકદેવીને વિશેષ કહેવા યોગ્ય નથી એટલે મારી જીભ હવે હું બંધ કરૂં છું."

દાકતર વિનાયકરાય વિનમન કરતા જ હાથ જોડીને જાણે આજ્ઞાની રાહ જોતા હોય તેવા ભાવપૂર્વક દેવી સામે જોવા લાગ્યા અને પ્રસન્ન મુખમુદ્રાપૂર્વક દેવીને પાછું ચલાવ્યું:—

"વત્સ વિનાયકરાય! તમે જે જાણવા માગો છો તે પ્રથમ જણાવી પછીજ તમારૂં આ બાલકો પ્રતિ શું કર્તવ્ય છે તે તમને સૂચવવા માટેજ મેં તમને આજ રાત્રિએ અત્ર તેડયા હતા; પરંતુ શ્રી પ્રભુઇચ્છાથી તે તમને કહેવામાં આવે તે પહેલાં આપણે અન્ય કર્તવ્યમાં યોજાવું પડયું અને હવે તો તમે જાણો છો કે સર્વ મઠ નિવાસીઓ પણ આ બાળકોના વૃત્તાંતને જાણવાની અભિલાષાવાળા છે અને તેમને તે કથવાનું છે એટલે અત્યારે હું તમને તેની તે વાત કહેવા માગતી નથી, રાત્રિ ઘણીજ ગઇ છે અને સ્વલ્પમાં જ પ્રભાત થશે. માટે આવતી કાલે સર્વની સાથે જ તે હકીકત સાંભળશો. પરંતું અત્યારે જે મારે તમને કહેવાનું છે તે એજ છે કે આ બાળકોને કદાપિ તમારા રક્ષકપણા નીચે મૂકવામાં આવે તો તમે તે કાર્ય સ્વીકારશો કે કેમ? અલબત્ત તમને તે ભારે નહીં પડે કારણ તે તમને સોંપતાંજ તમારા જીવનક્રમમાં ફેરફાર થઇ જશે અને અત્યારે જે જગ-

તમાં તમે સામાન્ય મનુષ્યની ગણત્રીમાં ગણાઓછો તે ઇશ્વરેચ્છા તો એક ધનવાન તરીકે લેખાઓ, એટલું દ્રવ્ય આ બાલકોની સાથે જ તમને પ્રાપ્ત થશે. માટે સ્પષ્ટ કહો કે આ બાલકો તમને પ્રિય લાગશે કે કેમ ?"

ઘણાજ ધીમા પણ સ્પષ્ટ શબ્દોમાં ગળગળા હૃદયે દાકતરે ઉત્તર આપ્યો:—"માતાજી ! આપ મારૂં કહેવું વખતે નહીં માનો પણ હું સત્યજ જણાવું છું કે જ્યારથી આ બે બાલકોને મ્હેં જોયાં છે ત્યારથીજ જાણે મને તેમના ઉપર સ્વાભાવિક પ્રેમ થાય છે. જો બાલકો મને સોંપવામાં આવશે તો મારા જીવનની પેઠે તેમને હું જાળવીશ. મારા પોતાના ન્હાનાભાઇરૂપ—અરે મારા પોતાનાજ રૂપ તેમને ગણીશ અને મારા જીવનપર્યન્ત તેમને કોઇ રીતે હું અપ્રસન્ન પણ થવા નહીં દઉં. હે માતાજી ! આપ શ્રીમુખના શબ્દ પ્રમાણે તેમના સંગમાંજ લક્ષ્મી રહેલી છે એમ જણાય છે અને તેથીજ નહીં પણ કદાપિ તે કેવલ ધનરહિત હોય તોપણ તેમને જાળવવા હું ખરા અંતઃકરણપૂર્વક તૈયાર છું."

"ધન્ય છે વિનાયકરાય! ધન્ય છે ! તમારા પ્રત્યેક શુદ્ધ ભાવ અને હૃદયથી બોલાતા શબ્દો પ્રમાણે જ તમે વર્તન કરશો એમાં મને લેશ પણ શંકા નથી. જુઓ ત્યારે સાંભળો. આ બન્ને બાળકો ત્હમારીજ ન્યાતનાં છે. અને બાલ્યાવસ્થાથીજ મારી વ્યવસ્થા નીચે મ્હોટાં થાય છે. હાલ તે બાળકો ઘણાજ ભયમાં છે અને તેમને કોઇ પણ પ્રકારે અત્રથી જીવતાં અથવા તેમ ન બને તો છેવટે જીવન રહિત પણ ઉપાડી જવાને માટે દુસ્મનો દોડમદોડ કરી રહ્યા છે. પરમાત્મકૃપાથી જો કે આજે તે બચી ગયાં છે પણ હજુ સુધી તે ભયમાંથી કેવલ મુક્ત થયાં હોય એમ મારૂં માનવું નથી અને હજી ગમે તે વખતે પણ

ભયમાં આવી પડવા સંભવ છે અને તેથી તત્કાળ તેમને અત્રથી ખસેડવાની અને તમારા રક્ષણ તળે મુકવાની જરૂર છે. આ સંબંધમાં પોલિસ પણ તપાસ ચલાવે છે એટલે બહુજ સાવધ રહી પ્રવૃત્તિ કરવાની છે અને બાળકો કોઇપણ રીતે ભયમાં આવી પડે તે ખાસ કાળજી ધરવાની છે. દાકતર સાહેબ ! જો આ બાળકોનું રક્ષણ મારી સૂચનાનુસાર કરવા તમે સ્વીકારશો તો કદાપિ કાલેજ આ **અર્બુદ** પ્રદેશને તમારે છોડવો પડશે. તો કહો તમે તૈયાર છો ને ?......" પ્રશ્નનો ઉત્તર સાંભળવા દેવી અટક્યાં.

હકીકત સાંભળતાં દાકતરનું હૃદયનાવડું ડામાડોળ થવા લાગ્યું હતું પરંતુ તે પાછા સાવધ થઇ બોલ્યા:–" માતાજી હું આજ્ઞા પાલન કરવા તૈયાર છું."

"તો સાંભળો ત્યારે–આ બન્ને બાળકો **વસ્તુત: પુરૂષ બાળકો નથી** પણ તે બન્ને બાલિકાઓ છે અને તે બન્ને તમારી સાથે આવતી કાલે **પાણિગ્રહણ** કરાવી તમને સોંપવાની છે. કેમ સ્વીકારશોને?"

સંન્યાસી બાળો તે બે બાલિકાઓ છે અને તે બન્ને પોતાએ પત્ની તરીકે સ્વીકારવાની છે એવી દેવી દિવ્યરંભાની આજ્ઞા શ્રવણ કરતાંજ દાકતર તો આશ્ચર્ય મોહાદધિમાં લીન થઇ ગયા. **હવે મારે કહેવું શું અને કરવું શું ?!** ના વિચારો ઉપરાઉપરી આવવા લાગ્યા. નિર્ણય ન સુઝયો અને તે ચૂપ–મૌનજ રહ્યા;

" કેમ દાકતર શું વિચાર કરો છો ?" સ્મિત વદનથી દેવીએ પ્રશ્ન કર્યો.

દાકતરના કર્ણે પ્રશ્ન અથડાયો. વિચારવારિધિમાં ડુબેલા દાકતર પાછા હોંશીઆર બનવા લાગ્યા. પણ તેજ ક્ષણે મઠમાંથી દેવ મંગલાનો જય જય મંગલ ધ્વનિ સંભળાયો અને વિશેષ વાર્તા અટકી.

---

# પ્રકરણ ૬ ઠું.

## બાલ-રહસ્ય.

ભયથી બ્હીવું ત્યાં લગી, જ્યાં લગી ભય છે દૂર;
પાસે ભયને જાણતાં, કરવું ઘટિત ચતુર !



આશ્રમમાં જ આજે પ્રસાદ લેવાનું ડાક્તર વિનાયકરાયને નિમંત્રણ થયેલું હોવાથી, પ્રાતઃકાળ થતાં પોતાના બંગલે જવાની ખાસ જરૂર તો નહોતી તથાપિ સ્હવારમાં વ્હેલાં ફરવા જવાનો તેમનો નિત્ય અભ્યાસ હોવાથી, તેમજ માત્ર છડે લુગડે જ રાત્રિએ તે આશ્રમમાં આવેલા એટલે સ્વસ્થાને જવાથી પ્રાતઃકર્મ વગેરે ક્રિયાઓ પણ વિશેષ સરળતાથી કરી શકાય એટલે, દેવી સંન્યાસિની કર્તવ્ય પ્રવૃત્ત થયાં, તેજ વખતે ડાક્તર વિનાયકરાય તેમની આજ્ઞા લઇને પોતાને બંગલે આવ્યાં અને મધ્યાન્હ પૂર્વે પાછા આશ્રમે-પ્રસાદના યોગ્ય સમયે-આવી પહોંચ્યા.

જો કે કરવા યોગ્ય સર્વ બાહ્ય પ્રવૃત્તિ ડાક્તર કરી રહ્યા હતા તથાપિ તેમનું મન તો લેશ પણ સ્વસ્થ નહોતું. અદ્યાપિ પર્યન્ત 'હવે મારે કહેવું શું?' અને 'હવે મારે કરવું શું?' સંબંધી પોતાના કર્ત્તવ્યના

વિચારો પૂર વેગમાં તેમના અંતરમાં દોડમદોડ કરી રહ્યા હતા અને તત્સંબંધી કાંઇ પણ યોગ્ય નિર્ણય કરવા તે સમર્થ નીવડયા નહોતા.

મધ્યાન્હ પછી ત્રણેક વાગ્યાના અરસામાં દેવીની કુટિએ મુખ્ય મઠાધિપતિ સંન્યાસી મહાત્મા, દાકતર વિનાયકરાય, બે સંન્યાસી બાલો અને અન્ય સર્વ મઠ-નિવાસી મહાત્માઓ બાલ-વૃત્તાંત શ્રવણ કરવાની જીજ્ઞાસા પૂર્વક જ્યારે એકત્ર મળ્યા ત્યારે સર્વની વૃત્તિ તૃપ્ત કરવાના હેતુથી દેવી **દિવ્યરંભાએ** ચલાવ્યું:—

**"પુજ્યતમ મહાત્મા, દાકતર વિનાયકરાય અને પ્રાણાત્મ સ્વરૂપ અન્ય આશ્રમ-નિવાસી બન્ધુઓ !**

"જે બાળકોને પૂર્ણ પ્રેમભાવ-વાત્સલ્યથી આજ પર્યન્ત આપ સર્વેએ, તે કોણ છે તેના પણ જ્ઞાન શિવાય, માત્ર એક મારી ઇચ્છાને અનુસરીનેજ, પાલનપોષણ કરવા અત્યંત શ્રમ સેવ્યો છે તે બાળકો કેવી રીતે આ આશ્રમમાં આવ્યાં અને શા માટે તેમને આશ્રમમાં લાવવાં પડયાં તે સર્વ રહસ્યને આજે હું આપ સર્વ સમક્ષ સ્પષ્ટ કરૂં છું.

"આજથી પંદરેક વર્ષ ઉપર **ખંભાત** સંસ્થાન અને નિકટના મહારાજ્ય વચ્ચે જ્યારે અનાયાસે એકાએક વૈર ઉદ્‌ભવવાનો પ્રસંગ આવેલો ત્યારે કોઇ પૂર્વ પ્રારબ્ધ સંસ્કારના યોગે મારી સ્થિતિ ખંભાતના પ્રદેશમાં હતી.

"રાજ્યમાં કુસંપના સડાએ કયારનુંએ બીજ રોપ્યું હતું અને તેથી તે સડવા માંડયું હતું અને ચારે બાજુથી બહારવટીઆ રૂપ વાવાઝોડાના ઝપાટા લાગી રહ્યા હતા એટલે, 'પડું પડું' એવી ડામાડોળ સ્થિતિમાં તે આવી રહ્યું હતું. પ્રજાવર્ગ પણ

સર્વ ભયમાં આવી પડયો હતો કારણ બહારવટીઆઓ ધાડ પાડીને ધોળે દહાડે ગામનાં ગામ લુંટતા.

"ભયગ્રસ્ત થયેલા ગ્રામ્યનિવાસીઓ પોતાની માલ મિલકત જેમની તેમ છોડી જીવન સંરક્ષણાર્થે ગામથી તેમ ફાવે ત્યાં નાસી છુટવા પ્રયત્ન કરતા હતા. રાજ્યલક્ષ જોકે સમાધાની અને શાંતિ જાળવવા સંપૂર્ણ રોકાયું હતું તોપણ એક તરફથી રાજ્યમાંજ આવો ઉત્પાત તેમ બીજી તરફથી યુદ્ધ માટે થતી મહારાજ્ય તરફથી તૈયારીઓએ સર્વનાં દિલ ડગમગાવી દીધાં હતાં. આથી શરવીરો, સૈનિકો અને આત્મ સંરક્ષણ કરી શકે તેવા સુભટ વીરજનો આ વિકટ પ્રસંગે દુશ્મન દળથી પોતાના બળે કરીને બચાવની તૈયારીઓ જો કે કરી રહ્યા હતા તોપણ સામાન્ય મનુષ્યો, બુઢ્ઢાંઓ, બાળકો, અને સ્ત્રીઓનાં ટોળાં તો બ્હાવરાં બનેલાં કોઇ **મહીમાતા**ની ખોમાં તો કોઇ અન્ય સ્થાને જ્યાં ફાવે તેમ ભરાઇ બેસવા નાસાનાસ કરી રહ્યાં હતાં.

"આ વખતે મને પણ કેટલાક હિતસ્વીઓએ કોઇ નિર્ભય સ્થાનનો આશ્રય લેવાની સૂચના કરી હતી તથાપિ સંસાર ત્યાગ કરેલ આ સંન્યાસિનીને તો બહારવટીઆનો કે મહારાજ્યના કોપનો ભય ધરવાનું કશું જ કારણ નહોતું. રાજ્યના આ બન્ને ઉભા થયેલા દુશ્મનોમાંથી કોઇ પણને સાધુ સંતને સતાવવાનું શું પ્રયોજન ? વળી બહારવટીઆ માટે તો એવી પણ લોકવાયકા ઉડી રહી હતી કે તે તો ઉલટા સાધુ સંતને સન્માન દે છે અને તેમને સંતોષે છે.

"સુખ આવ્યું તો ભોગવો, દુઃખ આવ્યું તો તેમ;
"સુખ દુઃખ ફેરા બે ફરે, ચક્ર ફરે છે જેમ."

એ સિદ્ધવાક્યને અનુસારે આમ વિકળ અને અશાંત ન બનવા અને ધૈર્યથી પરમાત્મા ઉપર શ્રદ્ધા રાખીને જે થાય છે તે સારાને માટે એમ માનીને ધૈર્ય ધરવા મેં મારાથી બનતું કરીને ઘણા ભયભિત થયેલાઓને સમજાવવા પ્રયત્ન સેવ્યો પણ મારા કહેવા ઉપર કેટલાકે વિશ્વાસ ન પણ મૂક્યો. બહારવટીઆ સાથે કે કાંતો મહારાજ્ય દળ સાથે પણ હવે થોડામાંજ એક દારૂણ યુદ્ધ થશે અને તે વખતે આપણે સર્વ નાશ થઈ જઈશું એવો સજ્જડ ભય તેમને પેસી ગયો હતો........"

"હે પ્રભુ! આ જગતમાંથી યુદ્ધવિગ્રહનો ક્યારે નાશ થશે?" કેટલાક સંન્યાસિઓએ દીર્ઘ નિશ્વાસ પૂર્વક ઉદ્ગાર કાઢ્યા.

એકાદ ક્ષણ શાંત રહી દેવી **દિવ્યરંભાએ** કહેવા માંડ્યું:—

"એક મધ્યરાત્રિના સમયે ગામ બહાર એક શિવાલયના સ્થાનમાં એક ન્હાનકડી ઓરડીમાં જ્યાં મારૂં આસન હતું ત્યાં એક પુરૂષ પોતાની ખાંધ ઉપર એક સ્ત્રીને લેઈને આવ્યો. સાથે તે બાઇના સ્વામી પણ હતા. સ્ત્રી બેહોશ હતી. બન્ને ગાભરા બનેલા પૂર વેગમાં આવ્યા હોય એમ મને લાગ્યું, કારણ બન્નેને પુષ્કળ શ્વાસ ચડ્યો હતો. જે માણસ પોતાની કાંધ ઉપર સ્ત્રીને લાવ્યો હતો તે ઘણોજ મજબુત અને કાઠા બાંધાનો નોકર હતો એમ મને સમજાયું. બાઇની ઉમર આશરે સોળ સત્તરેક વર્ષની હશે. તેના સ્વામીની ઉમ્મર તો ૩૦–૩૫ વર્ષની હતી. આ ઉભય સ્ત્રી પુરૂષ સબળ, ઓજસ્ યુક્ત અને કંઇક સ્વરૂપવાન પણ હતાં. તેમને જોતાંજ તે સામાન્ય વ્યક્તિ રૂપ નહોતાં પણ કોઈ ઉચ્ચ કુલિન કુટુંબનાં હતાં એમ સહજજ દેખાઇ આવતું. જો કે અત્યારે કોઇ વિલક્ષણ પ્રારબ્ધના યોગે આમ વિકટ દશામાં આવી પડયાં હતાં તોપણ તે બન્નેના વદન કમળ ઉપર ઉત્તમપણાનાં અને ભલમનસાઇનાં સર્વ ચિન્હો સુસ્પષ્ટ તરતાં હતાં.

"આવતાં વાંતજ આ સજ્જન પુરૂષે નમ્ર શબ્દોમાં મને કહ્યુંઃ–'માતાજી થોડાક જળની કૃપા થશે!' મેં પાણી આપ્યું. તે પીને કંઇક સ્વસ્થ–શાંત બનીને તે ભદ્ર પુરૂષે મારા પ્રતિ ઉક્તિ કરીઃ–'માતાજી! દુસ્મનો આવી પહોંચ્યા છે. આ મારી સ્ત્રી છે. તે હાલ શુદ્ધિમાં નહીં હોવા છતાં હજુ જીવન રહિત નથી થઇ. તે જીવે છે પરંતુ સગર્ભા છે અને પ્રસવકાલનો સમય ઘણોજ નજીક હોવાથી પરિશ્રમના પરિણામે આ સ્થિતિમાં છે. તેને કોઇ અન્ય સુરક્ષિત સ્થળે ખસેડવાનો હવે સમય રહ્યો નથી. આથી આપના આશ્રયની જરૂર છે. આપ તેને રક્ષણમાં લેઇ કરવા યોગ્ય કરશોજ એમ મારી ખાત્રી છે........'

"આ વખતે બંદુકોના અવાજો સંભળાવા લાગ્યા. તે સજ્જને પાછું મને કહેવા માંડ્યુંઃ–'હવે અત્ર વિશેષ ટકી શકાય તેટલો કાળ નથી. મ્હારે દુસ્મનો સ્હામે જવુંજોઇએ. જો દુસ્મનને હાથે ખપી જઇશું તો થઇ રહ્યું;– પરંતુ ઇશ્વરેચ્છાથી જો જીવતા રહેવાશે તો આપના દર્શનનો લાભ લઇશ. આપ પણ હવે કોઇ વિશેષ નિર્ભય સ્થાનેજ જશો એમ મારૂં માનવું છે. મને હવે આપણાં દર્શનનો લાભ લેવાનો પ્રસંગ આવે તો ક્યાં દર્શન થશે?'

મેં તેના ઉત્તરમાં ટુંકમાંજ જણાવ્યું કે—જો કે અમારી સ્થિતિ એક સ્થાને નથી રહેતી તોપણ પ્રત્યેક **કાર્તિક** પૂર્ણિમા અથવા **ચૈત્રી** પૂર્ણિમાના દિવસે પુષ્કરક્ષેત્રમાં બ્રહ્મામંદિરે મેલાપ થઇ શકશે.

"દુસ્મનો છેક નિકટમાં આવી પહોચી તોફાન મચાવના હોય એમ સમજાતાં વિશેષ તે ટકી ન શક્યા. તે ઉઠયા પણ જતાં જતાં

કહેતા ગયા.—'હું કોણ છું વિગેરે વિશેષ પરિચય આથી તમને મળશે, ' એમ કહી એક લુગડામાં વિંટેલ વસ્તુ ત્યાં ખુણામાં પેલા નોકર પાસે તેમણે મુકાવી અને જોત જોતાંમાં જેવા ઝપાટાભેર તે આવ્યા હતા તેવા જ તે ચાલ્યા ગયા........"

આટલું કહી શ્વાસ ખાવા દેવી દિવ્યરંભા અટક્યાં.

" શું વસ્તુ તે મૂકી ગયેલા વારૂ ! ?" કોઇએ પ્રશ્ન કર્યો.

" તત્કાળ તે વસ્તુ જોવાનો તે સમય નહોતો. તે બાઇ ઘણીજ ભયંકર સ્થિતિમાં હોવાથી તેની સારવાર કરવાની પ્રથમ જરૂર હતી આથી હું તેની સુશ્રૂષામાં રોકાઇ. શિવાલયમાં અડાળીમાં સ્હામેજ બીજી એક કોટડી હતી તેમાં એક વિધવા બ્રાહ્મણ વર્ગની સ્ત્રી રહેતી હતી તેને મેં મારી મદદમાં બોલાવી. તે ભલી સ્ત્રી તુરતજ આવી. કેટલાક સામાન્ય ત્યાં બની શકે તેટલા ઉપચારો કરવા છતાં તે બાઇ શુદ્ધિમાં તો નાજ આવી; પરંતુ તેણે એક સાથેજ બે બાલકોને પ્રસવ આપ્યો.

## તે જ આ બે બાળકો.

 

પોતાનું બાળવૃત્તાંત ધ્યાનપૂર્વક શ્રવણ કરતાં બન્ને બાળકો દીન મુખમુદ્રાપૂર્વક ટગર ટગર દેવી દિવ્યરંભાના સ્હામે જોઇ રહ્યાં હતાં. તે બન્નેને માથે પ્રેમપૂર્વક હાથ ફેરવતાં ફેરવતાં દેવીએ આગળ ચલાવ્યું:—

બાલકોના જન્મ પછી આશરે બે ઘટિકામાંજ તે બાઇ બિચારી સ્વરૂપ થઇ અને બન્ને બાળકો મારે ગળે પડયાં.

પ્રાતઃકાળમાં પેલી ભલી બ્રાહ્મણ સ્ત્રી દ્વારા જ મેં તે બાઇના મૃત શરીરને અગ્નિ સંસ્કારની વ્યવસ્થા કરાવી અને ત્યાર બાદ ત્યાંથી તે બાઇ અને બાળકો સાથે એક અન્ય સુરક્ષિત સ્થાને કેટલોક કાળ વ્યતિત કર્યો. બાળકો પરમાત્માની કૃપાથી પૂર્ણ આરોગ્યમાં મ્હોટાં થતાં ગયાં એટલે તેટલા પૂરતો મને સંતોષ રહ્યો.

બાળકો લગભગ સાત વર્ષનાં થયાં ત્યાં સુધી જૂદા જૂદા સ્થળે તે વિધવા બ્રાહ્મણ સ્ત્રીની સારવાર તળે અને મારી દેખરેખ નીચે મ્હેં રાખ્યાં. પરંતુ ત્યાર પછી કેટલાક એવા સંયોગો પ્રાપ્ત થયા કે બાળકોને મારે આશ્રમમાં લાવવાં પડયાં અને ત્યારથી તો તમે તેમનાથી પરિચિત છો એટલે મારે કાંઇ કહેવાનું રહેતું નથી.

હવે સંન્યાસિની દેવી અટક્યાં.

"નારાયણ, નારાયણ, સાધુ, સાધુ," કરતા આશ્રમ નિવાસીઓ બાળકો ઉપર પ્રેમ દર્શાવવા લાગ્યા. એટલામાં એક સાધુજને પ્રશ્ન કર્યોઃ—"માતાજી! આ બાળકોના પિતા કે નોકરનો મેલાપ પછી તમને થયેલો કે નહીં."

"ના. આજકાલ કરતાં તેર વર્ષ થયાં, પણ પછી બેમાંથી એકના વિષે પણ કાંઇ સંભળાયું નથી. મારૂં માનવું છે કે યુદ્ધમાં તે ખપી ગયા હશે નહીં તો મળ્યા વિના ન રહે. મારા નિયમ પ્રમાણે હું પ્રત્યેક કાર્તિકી અને ચૈત્રી પૂર્ણિમાએ પુષ્કર ક્ષેત્ર જાઉં છું તે તો આપ સર્વ જાણો છો જ."

"અરે રામ રામ! ત્યારે આ બાળકોની ખબર કે સંભાળ લેનારૂં તેનું કોઇ કુટુંબીજન તો હશે નહીં જ ને?" વળી પ્રશ્ન થયો.

"હું પણ પ્રથમ તો એમ જ માનતી હતી. પણ પછી મને સમજાયું કે મારૂં ધારવું દોષવાળું હતું." દેવીએ ઉત્તરમાં જણાવ્યું.

"તે કેવી રીતે?"

આ બાળકોના પિતાએ છુટા પડતી વખતે વસ્ત્રમાં વિંટેલી વસ્તુ ખૂણામાં મૂકી દીધેલી તે પછી તપાસતાં મને સમજાયું હતું કે આ બાળકો જો જીવતાં રહે તો એક સામાન્ય રાજાથી પણ અધિક વૈભવ ભોગવે એટલી સમૃદ્ધિવાળાં છે. તેમના સદ્ગત પિતાએ અખૂટ દ્રવ્ય તેમને માટે મૂકયું છે."

"ધન્ય છે દેવી! ધન્ય છે. આ તમારી પ્રવૃત્તિને. આ બાળકો સંબંધે ઘણું જ સ્તુત્ય કર્ત્તવ્ય તમે કર્યું છે." સાધુ વૃંદમાંથી ચારે બાજુએથી ધ્વનિ નીકળ્યા.

"પરંતુ કર્યું કારવ્યું સર્વ નષ્ટ થાય તેવો દુષ્ટ પ્રસંગ આવ્યો છે એ તમે ગત રાત્રિએ જોયું છે. હાલ તો આ બાળકો ઘણા જ ભયમાં આવી પડયાં છે."

"નારાયણ, નારાયણ, સાધુ, સાધુ," પાછા ઉદ્ગારો નીકળ્યા.

"આ બાળકો અને તેમની સ્થિતિ સાથે સંબંધ ધરાવતા અખુટ દ્રવ્યની વાર્ત્તા ગમે તે રીતે પણ અન્ય કોઇ લોકના જાણવામાં આવી છે. તે લોક આ દ્રવ્યને પડાવી લેવાના નિશ્ચયવાળા થયા છે. બાળકો વિના કાંઇ વળે નહિ અને તે તેમના કબજામાં આવે તો જ કાર્યસિદ્ધિ થાય તેમ હોવાથી બાળકોને જીવતાં અગર તેમ ન બની શકે તો તેમને મુએલાં પણ ઉપાડવાની તજવીજમાં તેઓ મચ્યા રહ્યા છે. અર્થલોભને ખાતર મનુષ્યો જીવઘાતી જાનવર કરતાં પણ વિશેષ ભયંકર અને હિંસક બને છે માટે હવે તો કોઇરીતે પણ આ બાળકોના જીવનની હાનિ ન થાય તેટલું જ કર્ત્તવ્ય માત્ર શેષ રહે છે."

"કાંઈ ભય નહીં, કાંઇ ચિંતા નહીં. અમે સર્વ સ્વપ્રાણતુલ્ય તેમનું રક્ષણ કરવા તૈયાર છીએ." સામટો અવાજ ચારે બાજુથી નીકળ્યો.

" આપ સર્વના શબ્દો ઉપર મને પૂર્ણ વિશ્વાસ જ છે. આપ સર્વનો આ બાળકો ઉપરનો વિશુદ્ધ સ્નેહ અવર્ણનીય છે અને તે કાંઇ ઢાંકયો રહે તેવો નથી પરંતુ આ શાન્ત આશ્રમમાં આવો અશાન્તિનો પ્રસંગ આવી પડે તે સર્વથા દુઃખકર છે."

" પરંતુ ત્યારે અન્ય હવે શું ઉપાય ?!"

" મારા વિચાર પ્રમાણે હવે આ બાળકો આ આશ્રમમાં વધારે વખત રહેવા દેવા યોગ્ય નથી. નહીં તો આ સંન્યાસાશ્રમ દુઃખવાસ રૂપ જ બની રહેશે. આથી બન્ને બાળકોને કોઈ અન્ય સ્થાને હું લેઇ જવા ધારૂં છું."

આ શ્રવણ કરતાં જ વૃદ્ધ સંન્યાસી મહાત્મા બોલ્યાઃ—"દેવી દિવ્યરંભા ! તમારૂં કહેવું યોગ્ય છે; પરંતુ આ બાળકો આ આશ્રમના અંગરૂપ કે સૌન્દર્ય, શાન્તિ વા સંતોષ—જે કહીએ તે સર્વરૂપ છે. તેમને લઇ જવાથી આશ્રમ તમોમય થઇ રહેશે."

" પુજ્ય મહાત્મન્ ! "દેવીએ મૃદુ શબ્દોમાં કહ્યું" મને અન્ય કોઇ માર્ગ સુઝતો નથી. આ બાળકોનું રક્ષણ કેમ કરવું તેની જ ચિંતા રહે છે. જે નરાધમોનો ગત રાત્રિએ પોતાના કાર્યમાં મનોરથ સફળ થયો નથી તે હવે પાછા દ્વિગુણ વેગથી અને કપટ ઉત્સાહથી આવવાના."

આ શ્રવણ કરતાં જ વૃદ્ધ મહાત્મા કંપી ઉઠયા અને ગર્જના કરીને વાદયાઃ—" આ આશ્રમને આશ્રયે આવેલા બાળકોનો આવેલો ભય ટાળી ન શકાય તો આ આશ્રમનું સેવન મિથ્યા જ છે. તેના ભોગે પણ હું બાળકોનું રક્ષણ કરવા તૈયાર છું."

આશ્રમના નેતારૂપ વૃદ્ધ મહાત્માનાં નિશ્ચયાત્મક વચનો શ્રવણ કરતાં અન્ય સર્વ સંન્યાસિઓ પણ એક પછી એક કહેવા લાગ્યા

કે–" આ સંન્યાસ્થ દશાના પરિત્યાગે પણ અમે આ બાળકોની રક્ષા કરવા તૈયાર છીએ."

" અપરિસિમ લાગણી માટે આપ સર્વને: કાંઇ ઓછો ધન્યવાદ ઘટતો નથી, પરંતુ આપ સર્વની આજ્ઞા લઇને **આ બાળકોની ભાવિ રક્ષાનો ભાર હું આ ડાકતરને જો તે સ્વીકારે તો સોંપવાની ઇચ્છાવાળી છું."**

**"અને હું તે ભાર શુદ્ધભાવે સ્વીકારવાને તૈયાર છું."** ડાકતર વિનાયકરાવે સર્વની સમક્ષ છાતી ઠોકીને નિવેદન કરી દીધું.

" એ ઠીક છે. પરંતુ આ બાળકો માટે મારો પ્રાણ સમર્પણ કરવા હું તો તત્પર જ છું." વૃદ્ધ મહાત્માએ જણાવ્યું.

સંન્યાસિનીએ ચલાવ્યું:—" કાંઇ અમુક યોજના યોજ્યા સિવાય બાલકોની રક્ષા થઇ શકે તેમ નથી. મને એમ પણ સમજાય છે કે એ લોકો વખતે આ બાળકોને મારી નહીં નાંખતાં બનતાં સુધી જીવતાં જ ચોરવા માગે છે."

" પણ તેમને લેઇને જાઇ તે શું કરશે?" પ્રશ્ન થયો.

" મારૂં તો અનુમાન માત્ર છે. તે ખરૂં કે ખોટું તે તો શ્રીહરિ જાણે; પણ આ બાળકોની સર્વ સંપત્તિના માલિક થવાને માટે તે પિશાચો તેમની સાથેઃ લગ્ન કરવાનું ધારે છે."

" દેવી ! આ તમે શું કહે છો ? આ બાળકો સાથે લગ્ન!? તે કેવી રીતે?" આશ્ચર્ય પ્રશ્નો થયા.

"આપ સર્વ બન્ધુઓ મને ક્ષમા કરશો. પણ હવે નિવેદન કરવાની હું રજા લઉં છું કે–**આ બન્ને બાલકો તે પુરૂષ બાળકો નથી પણ બાલિકાઓ છે."**

"શું આ બન્ને બાલિકાઓ છે?" સંન્યાસી મંડળી ઉપર જાણે વિસ્મય વિજળી પડી હોય તેમ સર્વ ચમકી ઉઠયા અને બોલ્યાઃ-" અહા! આશ્રમમાં આ બે બાલિકાઓ આટલાવર્ષથી હોવા છતાં કોઇને તેનું જ્ઞાન પણ નથી! આશ્ચર્ય! આશ્ચર્ય!"

દેવી **દિવ્યરંભા**ની આ બાલાઓને આશ્રમમાં ઉછેરવાની ગુપ્ત પ્રવૃત્તિમાં કોઇએ દોષ પણ જોયો; પરંતુ તેમને માટે માનની લાગણી એટલી બધી પ્રવૃત્ત હતી કે તત્સંબંધી એક શબ્દોચ્ચાર પણ કોઈ કરી શક્યું નહિ.

 

સર્વ સંન્યાસીઓના અનુમોદનથી આ બન્ને કન્યાઓનું લગ્ન વૈદિક રીતિ પ્રમાણે વિનાયકરાય સાથે કરવામાં આવ્યું.

લગ્નવિધિ પૂર્ણ થતાં વરકન્યાએ ( ત્રણેયે ) સર્વને એક પછી એક નમન કર્યું. પછી એ કન્યાઓમાંથી એકે ધીમા શબ્દોમાં ઉચ્ચાર કર્યોઃ—"મહાત્મન!"

આ બાળા શું કહેવા માગે છે તે શ્રવણ કરવા સર્વનું ધ્યાન તેના તરફ દોરાયું.

તે બાળા બોલીઃ—"મહાત્મન! હું બે બ્હેનમાં મ્હોટી છું."

"તે કેવી રીતે?" બીજી બ્હેને પ્રશ્ન કર્યો.

"બ્હેન! શાંત રહે. તું મારાથી ન્હાની છે, એટલું જ નહીં પણ વિશેષ નરમ છે, કોમળ છે, નાજુક છે. મહાત્મન! આ મારી ન્હાની બ્હેન સ્વામી સેવામાં રહેશે. પરંતુ હું મારો પુરૂષ વેશ હાલ તત્કાળ છોડવા માગતી નથી. મારા પિતાને કોણે માર્યા?

તેમની ધન સંપત્તિ કેટલી છે ? અને ક્યાં છે ? તેમજ કયા દુશ્મનો શા હેતુથી શું પ્રવૃત્તિ કરી રહ્યા છે ? તેનો પત્તો મેળવવા ઇચ્છું છું. જો મારા મનોરથ સિદ્ધ થશે તો આજથી બરોબર એક વર્ષે સ્વામીના ચરણોસપક્ષ પ્રત્યક્ષ થઇશ એવી પ્રતિજ્ઞા આપ સર્વની સમક્ષ હું આજે કરૂં છું."

બાલિકાની પ્રતિજ્ઞાસાંભળી સર્વ સંન્યાસીયો ગદ્દ ગદ્દ થઇ ગયા. અને વૃદ્ધ મહાત્માએ સર્વની તરફથી ઉત્તર વાળ્યોઃ—

"સર્વ આશિર્વાદ આપતાં તને અનુમતિ આપે છે. તારી આ શુભ પ્રવૃત્તિમાં કોઇ વિઘ્ન નાંખવા નથી ઇચ્છતું. વિશેષમાં હું પણ સર્વ સમક્ષ મારો નિશ્ચય વર્ણું છું કે—આજથી આ મારો ઘણા વર્ષનો લીધેલો સંન્યાસ હું ઉતારૂં છું અને દેવી **દિવ્યરંભાની** તમને હરકોઇ રીતે રક્ષવાની પ્રવૃત્તિમાં સ્હાયક થવા માગું છું. વિનાયકરાય પ્રત્યે મારી એ માગણી છે કે કોઈ પણ જાતનો સંકોચ હવે ન ધરતાં આ મ્હોટી કન્યાને તેની ઇચ્છા પ્રમાણે પ્રવૃત્તિનું સેવન કરવા મને સોંપવી. હું આ ધન સંપત્તિ આદિના પૂર્વ વૃત્તાંતથી પણ કંઇક પરિચિત છું અને સમય આવે વસ્તુ સ્થિતિ શું છે તે પ્રકટ કરીશ."

"નારાયણ, નારાયણ, સાધુ સાધુ" ના ધ્વનિ અને પ્રતિધ્વનિઓ થવા લાગ્યા.

ડાક્તર વિનાયકરાયે અનુમતિ તો આપી પણ "હા" કહેતાં કહેતાં તેમનાં નેત્રો સજળ થઈ ગયાં.

ન્હાની બ્હેન સ્વામી સેવામાં પ્રવૃત્ત રહી. મ્હોટી બ્હેન, દેવી દિવ્યરંભા અને વૃદ્ધ મહાત્મા કોઇ અન્ય પ્રવૃત્તિએ ચઢ્યાં.

———

# પ્રકરણ ૭ મું.

## ભેદમાં ભેદ.

કૃતિ આદરતાં જન કાંઇ ચહે,
ફલમાં પરિણામે કાંઇ લહે.



ઇન્સ્પેક્ટર બંસીલાલ, આણંદ જવા માટે આવેલા સ્ટેશન પ્લેટફોર્મ ઉપર આમથી તેમ ધીમા પગલે ટહેલતા હતા. થોડીવારમાં ગાડી આવી પહોંચી. ઓરડરલી સીપાઇઓ તેમનો સામાન ગાડીમાં મૂક્તા હતા એવામાં બંસીલાલની નજર એક બીજા વર્ગના ( સેકન્ડ ક્લાસના ) ડબા ઉપર સહજ જ ગઇ અને તે ચમક્યા. પેલું શરીર વગરનું (શિર–ધડ રહિત માથું તેમના જોવામાં આવ્યું.

અનાયાસે મહેરબાન પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ સાંહેબ બહાદુર પણ કોઇ તેમના મિત્રને મુંબઈ જતાં વળાવવા સ્ટેશને પધારેલા હતા. ઇન્સ્પેક્ટર બંસીલાલે સાહેબ બહાદુરને હકીકત જણાવવાનું યોગ્ય ધાર્યું.—તુરત તે ખબર કહેવા દોડયા. પરંતુ રિફ્રેશમેન્ટ રૂમમાં સાહેબ બહાદુર રોકાયલા હોવાથી આશરે વીસેક મિનિટ તો

બારણે જ રાહ જોતા ઉભા રહેવું પડયું.

સાહેબ બહાદુર બહાર નીકળતાં જ ઇન્સ્પેક્ટરે અદબ સર સલામ ભરી જરા પેલા સેકન્ડકલાસના ડબા ઉપર નજર કરવા વિનંતિ કરી. સાહેબ બહાદુરે નજર કરતાં તેમણે પણ ધડ વગરના માથાને જોયું.

જો કે આ બન્ને પોલીસ અમલદારોના મનમાં આ ધડ વગરનું શિર તો રમી રહેલું જ હતું તોપણ વિશેષ ખાત્રી અર્થે અને અનાયાસે એકાએક મળેલો મુદ્દામાલ હાથકરવાના હેતુથી બન્ને જણા તેજ સેકન્ડ કલાસનાં ડબામાં ચઢયા અને તેજ ક્ષણે ગાડી ઉપડી.

ગાડી ચાલ્યા બાદ ધ્યાન પૂર્વક તપાસતાં સાહેબને જણાયું કે જો કે વાળ એવા જ—આંખ તેવી જ અને મ્હોં, નાક, હોઠ વગેરે સર્વ એવાં જ હોવા છતાં આ તો ધડ વગરનું શિર નહોતુ. પણ આ માથું તો શરીર સાથેનું હતું. એક જીવતું જાગતું બાળક સર્વ રીતે તે શરીર વગરના શિરના ચહેરા નિશાનને મળતું, આશરે તેરેક વર્ષનું—લાંબુ થઇને સુતેલું પડયું હતું. વળી તે બાળકની સાથે એક બીજો: પણ ભવ્ય જેવા જણાતા વૃદ્ધ પુરૂષ હતા. તે જાણે કોઇ દેશી રજવાડી અમલદાર હોય એમ તુરતજ બન્નેને લાગ્યું. તે વૃદ્ધની છાતી ઉપર તેમને મળેલા બે ચાંદો લટકતા ઝળહળી રહ્યા હતા અને કમરમાં તરવાર પણ હતી. સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ બહાદુર તે વૃદ્ધ પોલિસ અમલદારની સ્હામી બેઠકે બેઠા અને ઇન્સ્પેક્ટર બંસીલાલ તો બાળકની પાસેજ બેઠા.

ગાડી પોતાના વેગમાં ચાલ્યે જતી હતી. લગભગ બારેજડીનું સ્ટેશન આવી પહોંચ્યું આ સ્ટેશને ગાડી ઉભી રહેવાની નહોતી.

ટોળ કરતાં સાહેબે આ વૃદ્ધ પુરૂષને પ્રશ્ન કર્યો:—

" ટમે કોઇ ડેશી રાજ્યના અમલડાર છો ખરૂં ? ટમારી નોકરીની પીછાન આ ચાંડોથી સારી ઠયેલી લાગે છે. "

"જી. હજુર આપનું કહેવું બરોબર છે. હાલ તો માત્ર હું એક જાગીરદાર છું પરંતુ પ્રથમ હું એક રજવાડી લશ્કરી ઉપરી અમલદાર હતો. સરકાર બહાદુર તરફથી આ બે ચાંદા મને મલ્યા છે. એક રાય બહાદુરનો છે અને બીજો તો જ્યારે સરહદ ઉપર લડાઇ જાગી ત્યારે મને મળ્યો હતો. "

" ત્યારે રાય બહાદુરજી આ તમારી સાથે છે તે તમારો—"

સાહેબ પેલા બાળકને ઉદ્દેશીને પ્રશ્ન કરવા જતા હતા એવામાંજ વૃદ્ધ રાયબહાદુરે ઉતર વાળ્યો:—

" હા. હજુર તે આપનું બાળક છે. હવે તો અત્યારથી જ સરકાર બહાદુરની સેવા બજાવવા માગે છે. "

" ઘનું જ સારૂં. બેટા બાપ ટેવા બેટા અને વડ ટેવા ટેટા. ટમે જેવા પ્રટાપી ટેવો જ ટે પણ નીકલશે. "

" હા. હજુર તેનો વિચાર પણ મારી પેઠે જ "—પોતાની કમર ઉપરની તલવાર ઉપર હાથ ધરતાં કહ્યું "—તલવારીયા નોકરી કરવાનો જ છે. વારૂ આ દેશી સાહેબ પણ આપ હજુરની સાથે જ છે ? "ઇન્સ્પેકટર બંસીલાલને ઉદ્દેશીને રાયબહાદુરે પ્રશ્ન કર્યો.

" હા. ટે મારી સાથે જ છે. હું અમદાવાદ જીલ્લાનો પોલિસ સુપરીનટેનડન્ટ છું અને આ મારા ઇન્સ્પેકટર મી. બંસીલાલ છે. અમે બન્ને હાલ એક ભયંકર ખુનની બાબટ ટપાસ કરીયે છીએ. "

એકાદ ક્ષણ શાંત રહી બાળકના સ્હામે નજર રાખી પાછું

સાહેબે ચલાવ્યું:—"ઘની નવાઇ જેવી વાટ એ છે કે આપના આ બેટાનો ફોટો જેનું ખૂન થયું છે તેને બરોબર મળતો આવે છે."

"એ નવાઇ જેવું તો ખરૂં! વારૂં એ ખૂન કયારે કેવી રીતે થયું?" વૃદ્ધ રાયબહાદુરે પ્રશ્ન કર્યો.

સાહેબે શરીર વગરના શિરની અને ઇસ્પિતાલમાં બનેલા બનાવની એટલે અદલ બદલ થયેલા માથાની હકીકત રાય બહાદુરને કહી સંભળાવી અને વધારામાં જણાવ્યું કે અમે માથાની છબી પણ લીધી છે."

હકીકત સાંભળતાં વૃદ્ધ રાય બહાદુર વચ્ચે વચ્ચે કંઈ વિચારશીલ થઇ જતા હતા. હકીકત સાંભળી રહ્યા બાદ વૃદ્ધે પૂછ્યું:— આપ કહો છો કે તસબીર છે તો તે ક્યાં છે?"

ઇન્સ્પેકટર બંસીલાલે તરતજ પોતાની પાસેથી એક છબી કહાડીને સાહેબ બહાદુરને આપી. સાહેબે રાયબહાદુરને જોવા આપી.

રાયબહાદુરનો લાલ જે અત્યાર સુધી માત્ર જે વાર્ત્તા થતી હતી તે જ સાંભળ્યા કરતો હતો તે છબી જોવાને માટે ઉઠયો અને રાયબહાદુરની સાથે છબી જોવા લાગ્યો. પરંતુ છબી જોતાં જ તે ચમકીને બોલી ઉઠયો:—"અરે આ તો બ્હેનની......" પરંતુ એટલું બોલતાં જ તેણે પાછું પોતાનું મ્હોં બંધ કરી દીધું અને રાયબહાદુરની પાસે તે ભરાઇ ગયો.

"કેમ શું થયું? શું વાટ છે?" સાહેબે આ બાળચેષ્ટાથી વિસ્મિત થઇને પૂછ્યું.

સાવધાનતા પૂર્વક તુર્ત જ વૃદ્ધે તેનો ઉત્તર આપ્યો:—"આ મારા લાલને એક જોડકી બહેન છે. તેનો ચહેરો અને આ છબી જાણે ઘણાં જ મળતાં આવે છે."

"હેં ટ ક્યાં?" સાહેબે ચોંકીને પ્રશ્ન કર્યો.

"તે તેના ઘેર–તેના સ્વામીની સાથે વડોદરામાં છે. મારા જમાઈ ત્યાં એક દાકતર છે.

"વડોદરામાં પન એક ખૂન થયું છે. વારૂં દાકતરનુ 'નામ શું?" સાહેબ બહાદુરે પૂછ્યું.

"નામ વિનાયકરાય છે. શું તેમને તો કાંઈ હરકત નથી આવીને?"

"હમને બઢી વાટની બડોબર ખબર નહી મલી. ફક્ત એટલું જ જાણીએ છીએ કે દાકતરને ત્યાં વડોદરામાં એક ખૂન ઠયું છે."

આ હકીકત સાંભળી લાલથી ન રહેવાયું. તેણે વૃદ્ધ રાયબહાદુરને વાત કરતાં અટકાવ્યા અને પૂછ્યું;—"ત્યારે આપણે આજે પ્રથમ વડાદરા જઈએ તો કેમ?"

વૃદ્ધે ઉત્તર આપ્યો:—"ભાઇ ગભરાઇશ નહીં. પરમેશ્વરની કૃપાથી બ્હેન અને દાકતર કુશળ જ છે. પરંતુ તારી એવી જ ઇચ્છા હોય તો ચાલો પ્રથમ આપણે વડાદરા જઇએ."

વૃદ્ધ રાયબહાદુર અને લાલ જ્યારે પોતાની વાત કરી રહ્યા હતા ત્યારે સાહેબ બહાદુર પોતાની પાસેની છબી અને લાલનાં ચ્હેરા નિશાન મેળવી રહ્યા હતા. સર્વ નિશાનો મળતાં આવતાં હતાં અને તેથી એ મનમાં જ વિચારતા હતા કે–ખરેખર નવાઇની વાત છે કે આ બાળકનો ચહેરો અને તે શરીર વગરનું શિર બન્ને હરેક રીતે મળતું છે, જાણે બન્ને એક જ છે.

વૃદ્ધ અને લાલની વાત બંધ થતાં જ સાહેબે પ્રશ્ન કર્યો:—"વારૂ ટમારા બેટા બેટી શિવાય તેમના જેવા જ ચહેરા વાળું

કોઈ ત્રીજુ આદમી છે ?"

"નાજી. અમારા જાણવા કે જોવામાં તો નથી આવ્યું."

"ટારે બંસીલાલ ! આપને પન આજે વડોદરા જઇએ ટો કેમ ?" સાહેબ બહાદુરે ઇન્સ્પેકટરને પ્રશ્ન કર્યો.

"જેવો હુકમ."

વૃદ્ધ આ સર્વ સાંભળી બન્નેના તરફ જોતા મનમાં જ કાંઇ વિચારતા રહ્યા.

 

ગાડી બરોબર વખતે વડોદરા આવી પહોંચી.

વૃદ્ધ રાયબહાદુર મનમાં એ જ વિચાર કરતા હતા કે આતે ખરેખર પોલિસના જ માણસો છે કે અન્ય કોઇ ? "શરીર વગરના શિર" ની છબી તેમની પાસે છે તેથી એક વાત તો નક્કી જ છે કે કાંતો તે પોલિસ અમલદાર જ હોવા જોઇએ અથવા તો તે દુસ્મન દળમાંના કોઇભેદુ પણ હોય ! આ લોકથી બહુ જ સાવધ રહેવું જોઇએ. જે હકીકત આ લોકોએ કહી છે તે સાચી કે ખોટી તેની શું ખાત્રિ ? એક માથું વળી ચોરાઇ જાય અને તેને બદલે તેના જેવું બીજું માથું આવે એ કેવી નવાઇની વાત!! આથી સમજાય છે કે પ્રથમના માથાની જ પ્રતિપક્ષીઓને જરૂર હશે અને તેનાથી જ કાર્યસિદ્ધિ થતી હશે. પણ ત્યારે એકના જેવું જ બીજું માથું વળી ક્યાંથી આવ્યું ? વળી ચહેરા નિશાનો જોતાં બન્ને આશ્રમ બાળકોનાં ચહેરા નિશાન મળતાં આવે છે. ત્યારે આ ભયંકર ભેદ શું?! દેવી દિવ્યરંભા કહેતાં હતાં કે ઘણો જ વિચિત્ર અને ભયંકર મામલો બન્યો છે તે સર્વથા સત્ય જ છે. એવું કોકડું ગુંચવાયું લાગે

છે કે કાંઇ પત્તો જ ન લાગે કે તે કેમ ઉકેલવું. આ બન્ને બાળકો નો જન્મ થતા પહેલાં જ તેમના જેવાં એ માથાં કયાંથી કેવી રીતે આવ્યાં ! શું ન્હાની બ્હેનનું..........અરે ના. ના. એવું અશુભ શું કામ ધારવું ? "

રાયબહાદુરને વળી વિચાર આવ્યો કે આ લપમાંથી હવે છુટાય તો ઠીક અને આ બન્ને જણા મારી સાથેજ વિનાયકરાયને ત્યાં ના આવે તો વધારે સારૂ. પણ તે વિચારો માત્ર મનમાંજ રમી રહ્યા. બહાર એક પણ શબ્દોચ્ચાર ન કરી શકયા. કારણ જો આ બન્ને પોલિસ અમલદારો હોય તો તેમનાથી બગાડવું ના જોઇએ પણ તેમની સાથે મળતા રહેવાની જરૂર છે.

ગાડી સ્ટેશન યાર્ડમાં ઉભી રહેતાં, સાહેબ અને ઇન્સ્પેકટર બંસીલાલ પ્રથમ ઉતર્યા. સાહેબે કહ્યું:— " વેલ રાયબહાદુર સાબ ! હમે ટો હવે પોલિસ સ્ટેશને પહેલા જઇશું અને ટપાસ કરીશું પણ ટમને મલીશું ખરા. કહો ક્યાં ટમે ઉટરશો. ? "

રાયબહાદુરનો આ જગા બતાવવાનો જરા પણ વિચાર નહોતો પણ પાછું મનમાં આવ્યું. પોલિસવાળાને કંઇ દાકતર વિનાયકરાયનું મકાન ઢાંકયું નહીં રહે. તેથી નામરજી છતાં પણ કહ્યું:— " અમે અમારા જમાઇ દાકતર વિનાયકરાયને ત્યાં જ જઇએ છીએ. ઘડિયાળી પોળ આગળ પૂછતાં તુરતજ તે આપને જડશે. "

" વારૂ ઠીક છે પછી જોવાશે. " કહી સાહેબ અને ઇન્સ્પેકટર બંસીલાલ સ્ટેશન બહાર જવા નીકળ્યા. સાહેબે ધીમા શબ્દોમાં બંસીલાલને આજ્ઞા આપી:—"આ લોકો ઉપર નજર રાખો. ટેમની પાછળ પાછળ જાઓ અને કયાં જાય છે તે જોટા આવો. હું

થાણામાં ટપાં લગી પોચીશ." આટલું કહી સાહેબ બહાદુર એક ગાડી કરી પોલીસ સ્ટેશન તરફ રવાના થઇ ગયા.

ઇન્સ્પેકટર બંસીલાલે પણ એક બીજી ગાડી કરી લીધી. રાયબહાદુર અને તેમતો લાલ એક ગાડીમાં બેસી જતાં બતાવીને ઇન્સ્પેકટરે પોતાની ગાડીના કોચમેનને કહ્યું—" એ ગાડીની પાછળ પાછળ ગાડી લે."

ઘડીઆળી પોળ આવી પહોંચી, વૃદ્ધ અને લાલ બન્ને દાકતર વિનાયકરાયને મકાને અવ્યા. ત્યાં બારણે જ એક પોલિસ પહેરાવાળો ઉભો હતો.

લાલે ગભરાઇને તેના સ્હામે જોયું. વૃદ્ધ પણ કાળી ડગલી અને લાલ પાઘડી બારણે જ ઉભેલી જોઇને કંઇક કંપ્યા તો ખરા પણ પોતાનો આવેશ મનમાંજ દબાવી દઇ દમામમાં જ બારણામાં પેસવા લાગ્યા. પરંતુ પહેરાવાળાએ અટકાવ્યા.

" અમે દાકતર વિનાયકરાયને ત્યાં જઇએ છીએ."

" પણ તે આ મકાનમાં નથી."

" ક્યાં ગયા ?"

" તે કોઇને માલુમ નથી."

" ત્યારે તમે અહીં કેમ ?"

" હું અમારા સાહેબના હુકમથી પહેરા ઉપર છું. આ મકાનમાં એક ખૂન થયું છે."

" ખૂન ! કોનું ખૂન થયું ? ક્યારે ?"

" દાકતર સાહેબનાં ધણીઆણીનું."

આ સાંભળતાં લાલ તો ગભરાઇ રડી ઉઠ્યો. તે ત્યાં જ

પડી જાત પણ વૃદ્ધે તેને પકડી લીધો અને કહ્યું:- "ધીરજ ધર, આમ ન કર."

"કેમ દાકતરનો કોઈ નોકર ચાકર અહીં છે કે કેમ ?" વૃદ્ધે પહેરાવાળાને પૂછયું.

"હા, છે. એક આદમી."

"ત્યારે તેને જરી બોલાવશો. ?"

પહેરાવાળાએ બુમ પાડી નોકરને બહાર બોલાવ્યો. તે દોડતો બહાર આવ્યો. નોકરને જોતાંજ લાલે કહ્યું:- "રતન !"

રતન આ બન્નેને જોતાંજ રડી ઉઠયો.

નક્કી કાંઈ ભયંકર બનાવ બન્યો છે એમ હવે વૃદ્ધને પણ જણાયું. લાલ પણ પાછો ગળગળો થઇ ગયો.

તો પણ ખૂન તો નથીજ થયું એમ તેમને હૃદય સ્ફુર્ણ જાણે થયું અને તેથી લાલને શાંતિ અર્થે કહ્યું:—"લાલ ! જો ગભરાઈશ નહીં; ગભરાયે કાંઈ કાર્ય થઈ શકતું નથી. સર્વ મંડળ સ્હામે લીધેલી પ્રતિજ્ઞાનું સ્મરણ કર અને સાવધ થા."

લાલે ધીરજ ધરી અને સાવધ—ટટાર થઈ ગયો. તથાપી સહેજ લથડતી જીભે બોલ્યો:-"પણ બહેનનું...."

"કદાપિ તેમ થયું હોય તો પણ શું કરીશું ? એક કામ વધશે અને તે ચંડાળ હત્યારાઓને તેમની કરણીનું ફળ ચખાડવું પડશે."

"વારૂ રતન ! દાક્તર ક્યાં છે ?" વૃદ્ધે પ્રશ્ન કર્યો.

"તે કોઇને ખબર નથી."

"અને બહેન !"

"બ્હેન ! બ્હેન !..........." રતન આગળ બોલતાં બોલતાં રડવા મંડયો. વૃદ્ધ પણ ગળાગળા થઈ ગયા. આ જ ક્ષણે એક ગાડી આવી ત્યાં ઉભી રહી.

*　　　　*

બે સાહેબો, અને એક દેશી હિંદુસ્તાની અમલદાર એમ ત્રણ જણા ગાડીમાંથી ઉતરી દરવાજે આવી ઉભા. પહેરાવાળો સલામ કરી દૂર અદબથી ઉભો. તેવામાં ઇન્સ્પેક્ટર બંસીલાલ પણ આવીને મળ્યા.

"કેમ રાયબહાદુર સાહેબ ! હકીકત સાંભળી ?" ઉતારતાંજ એક સાહેબ જે અમદાવાદ જીલ્લા પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ હતા તેમણે પ્રશ્ન કર્યો.

"હા. કંઇક સાંભળ્યું. પણ પૂરી હકીકત તો નહીં જ. આપ જણાવો તો મ્હોટી મહેરબાની. દાકતર વિનાયકરાય મારા જમાઈ થાય આ મારા લાલની બ્હેનનો વિવાહ તેમની સાથે કરવામાં આવ્યો હતો.

લાલનો ચહેરો જે જોતાં તે આશ્ચર્ય પામતાં. જે બહેનનું ખૂન થયું હતું તેજ જાણે પુરૂષ વેશમાં હોય નહીં. ! ! જે ચંડાળોએ ખૂન કર્યું હતું તે દુષ્ટોએ આખું ને આખું શરીર પણ ઉડાવ્યું હતું.

"હવે અંદર આવો. ટાં વાટ કરીશું." કહી સાહેબ લોક અંદર ગયા. સર્વ પાછળ પાછળ અંદર ગયા. ત્યાં જે વાતચીત થઇ તે ઉપરથી વૃદ્ધ રાયબહાદુર ને એટલી હકીકત જણાઇ કે—

જે દિવસે આ બનાવ બન્યો તે દિવસે દાકતર બહાર ગયા હતા. મોડી રાત સુધી પણ તે પાછા ન આવ્યા. આથી ગભરાઇને તેમને શોધવાને રતનને ઘરમાંથી મોકલ્યો. મધ્ય રાત્રિના શુમારે રતન ખોળી ખોળીને થાકી જઇ વ્હીલે મ્હોંએ ઘેર પાછો આવ્યો.

એક સ્ત્રી નોકર જે ઓરડાની બહાર સૂતી હતી તેણે **રતન**ને જણાવ્યું કે–'બાઈ અંદર વાસીને સૂતાં છે અને કહ્યું છે કે શેઠ આવે ત્યારે ખબર કહેજો.'

" ત્યારે હાલ તેમને ઉઠાડશો નહીં. હું પણ પડયો રહું છું. શેઠ કંઇક બહાર રોકાઈ ગયા લાગે છે. આવતા હશે. આવશે એટલે બાઇને જગાડીશું."

અંદરના ઓરડાને બારણે તે સ્ત્રી નોકર અને બહારના ખંડમાં **રતન** એમ આખી રાત્રિ લગભગ જાગતાંજ પડી રહ્યાં. વચ્ચે વચ્ચે આંખ્યો મળી જતી તો પાછાં વળી ઝબકી ઉઠતાં પણ ખરાં. લગભગ આખી રાત્રિ વીતવા આવી છતાં દાકતર તો ના જ આવ્યા. સર્વને આથી ચિંતા થઇ. અહીં સ્હવાર થયું પણ બાઈ પણ ન ઉઠયાં. બોલાવતાં પણ અંદરથી જવાબ જ નહીં. ખૂબ બૂમો પાડતાં છતાં જ્યારે ઉત્તર ના જ મળ્યો ત્યારે **રતન** બહાર છાપરે સીડી મુકીને અંદર જોવાને સારૂ ઉપર ચઢ્યો. મકાનની પાછલી બાજુ એક ન્હાનીશી ફુલવાડી હતી. તેની આજુબાજુ દિવાલો હતી તેમ એક બાજુ દિવાલની સાથે એક ગલી હતી. **રતન** પાછળ જઇ જોતાં ઘણોજ તાજુબમૂઢ જેવો અરે ગાંડા જેવો બની ગયો અને ઉતાવળે પગલે ઘરની બહાર ચાલ્યો ગયો. તેને આમ એઢંગી સ્થિતિમાં જોઇને બીજાની ઓરડામાં જવાની હિમ્મત જ ના ચાલી. ન કોઇને ખબર પણ પડી કે અંદર શું થયું છે. સર્વ એક બીજાના મ્હોં સ્હામુંજ જોઈ રહ્યાં.

" અરે બીજી કોઈ જઈને જુવોને ? " સ્ત્રી નોકરે બૂમ પાડી.

" મા. **રતન**ભાઈ આવે પછી. " સર્વેએ ઉત્તર આપ્યો,

થોડીવાર પછી **રતન** પોલિસનાં માણસો સાથે પાછો આવ્યો. પંચ સમક્ષ પોલિસે આજુબાજુથી તપાસ કરી બંધ બારણાં

તોડાવ્યાં તો ઓરડામાં કમકમાટી ભરેલો દેખાવ નજરે પડયો. આખો ખંડ લોહીથી ખરડાયલો હતો. જે શય્યા–પથારીમાં બાઈ સૂતાં હતાં તે લોહીથી તરબોળ થઇ ગઈ હતી. પાછળની છીંડી સુધી તેના છાંટા ઉડયા હતા. પથારી પાસે લોહીથી ખરડાયલો એક છરો પણ હતો. બીજે ઘરનો તમામ સામાન જેવીને તેવી સ્થિતિમાં હતો અને એક ન્હાનીશી ચીજ પણ ઘરમાંથી ઓછી થઈ નહોતી. તો પણ બાઇનો કે તેની લાશનો કાંઇજ પત્તો નહોતો.

લોહીના છાંટા બહાર છીંડીમાં અને કોઇ કોઇ ઠેકાણે ભીંતે પણ ઉડેલા હતા. ખૂનીઓ પાછલી બાજુથી છીંડીદ્વારા, દિવાલ કૂદીને લાશ સાથે નાઠેલા એમ પોલિસને લાગ્યું.

આ કામ કાંઈ એક બે માણસથી થાય નહીં, ઘણાં મનુષ્યો અવશ્ય આવેલાં પરંતુ નવાઇની વાત એ કે સ્ત્રી નોકર ખંડની બહાર જ અને રતન આગલા ખંડમાં આખી રાત્રિ જાગતાંજ લગભગ રહેલાં તોપણ તેમના જાણવા કે જોવામાં જરાપણ ના આવ્યું.

આવું હોંશીઆરી ભરેલું ખૂન આ શહેરમાં કેટલાએ વખતથી બનેલું નહીં તેથી આખા શહેરમાં ઠેરે ઠેર તે વિશે ચર્ચા ચાલી રહી.

અનેક તરેહની વાતો થઇ. વિનાયકરાવ દાકતર અદૃશ્ય થઇ ગયા અને તેમની સ્ત્રીનું ખૂન થયું, આ બન્ને બનાવો એકજ રાત્રિમાં બન્યા હોવાથી અનેક સાચાં ખોટાં અનુમાનો થવા લાગ્યાં.

પોતાની પત્ની ઉપર કંઇક શક આવવાથી દાક્તર જાતેજ તેનું ખૂન કરી, લાશ ગમે કરીને, કયાંઇક ઉપડી ગયા એમ પણ શક ગયો. પોલિસ પણ આમ જ માનવા લાગી અને વિનાયકરાવની શોધ ખોળ થવા લાગી.

---

# પ્રકરણ ૮ મું.

## ઇદં તૃતીયમ્.

આ તો જાગ્યું રે ઇદં તૃતીયમ્ તૂત,
ભાગો ભાગો રે ભાસે ભડકેલ ભૂત,
ચારે મેર ખાવા ધાય—અડ્ડા ખાધો કે ખાય—આતો૦



સુરત ભાગા તળાવરોડઉપર આવેલા એક સુવ્યવસ્થિત અને ભવ્ય મકાનમાં મુનશી અખિધરરાયનો મુકામ કંઇક રોજથી થયો હતો. થોડા દિવસ સુરત શહેરમાં સહેલ કરી પછી ડુમસ હવા ખાવા માટે જવાનું છે એવું ઉપરથી તો જો કે મુનશી સાહેબે જગતને જાહેર કર્યું હતું પણ ખરી રીતે તો સુરતમાં રહેવાનો તેમનો હેતુ કોઈ જૂદો જ હતો.

એક સૂમય જ્યારે મુનશી સાહેબ અને તેમના વિશ્વાસુ કારભારી હીરાચંદ જયારે એકાંતમાં વાર્તાલાપ કરતા દિવાનખાનામાં બેઠા હતા ત્યારે મુનશીજીએ પૂછ્યું:—“કેમ કાંઈ પછી પતો લાગ્યો કે?”

"હા. જી. હાલમાં જ કંઇ ભાળ મળી છે."

"શું હકીકત જણાઇ છે."

"આબુપરથી સર્વ ખસી ગયાં છે. એક છોકરી તો વડોદરામાં એક વિનાયકરાય નામના દાકતરને ત્યાં છે."

"હેં શું વડોદરામાં?! શું દાક્તરને તે પરણી તો નથીને?"

"કદાપિ તેમ થયું હોય તોપણ શું? આપણા હાથમાં આવી એટલે ખાપડી ફેરવતાં શી વાર લાગશે?"

"ઠીક છે. એ તો થઇ પડશે. જેવા પડશે તેવા દેવાશે. પણ બીજું બચ્ચું?"

"એ પણ એક સંન્યાસી સાથે કંઇક ઉપડી ગયું છે. તેનો હજુ પત્તો નથી લાગ્યો."

"શું તેણેય ક્યાંઈ લગન બગન તો નથી કર્યાં?"

"તે તો ખબર નથી મળી. બાતમીદારને કામે લગાડી દીધા છે."

"પણ ત્યારે મારે તો જરૂર **બન્નેની** છે. બન્ને શિવાય કાંઇ મોરચો નહીં મરાય."

"અરે એમાં શી મ્હોટી વાત છે. બન્ને–બન્નેય મળશે. જવાનાં છે ક્યાં? આસમાનમાં હશે તો ત્યાંથીએ ખેંચી લાવીશું.

"શાબાશ! પણ પેલી રંડા ક્યાં?"

"વળી રંડા કઈ?"

"અરે એજ તો–સંન્યાસિની."

"તેની તો કાંઇ પણ ખબર જ નથી મળતી."

"ત્યારે સર્વ આફતનું મૂળ તો તેજ છે. જ્યાં સુધી તે કાંટો દૂર નહીં થાય ત્યાં સુધી કોઇનું કાંઈ નહીં વળે. તેનું તો પહેલુંજ પતાવવું જોઇએ."

"તેને માટે પણ તજવીજ ચાલી રહી છે,"

"હશે ઠીક છે. કહો ત્યારે પેલું હાથ આવ્યું કે કેમ ?"

"હા. બહુજ મહેનતે અને જીવના જોખમે તે સાહસ તો ખેડયું છે. કોઈના કળવામાં ભેદ આવે નહીં માટે એકને બદલે બીજું ગોઠવવું પડયું અને તેમાં એક કોથળી (હજાર રૂપિયા) ખર્ચ કરવું પડયું છે."

"અરે તેની શું પરવા, કામ થવું જોઇએ. પછી એકને બદલે બે કોથળી કાં નથી ખરચાતી."

"અરે સાહેબ ! મહેનતમાં તો કાંઈ બાકી જ નથી રાખતા. આટા અને આવરદા એક થઈ જાય છે. અત્યાર સુધીમાં તો ઠેકાણાસર લાવીને મૂકી પણ દીધું હોત; પણ આજકાલ મામલો જરા ભારે થયો છે, પોલીસ ચોકસી એવી ચાંપથી થાય છે કે છટકવું જરા ભારે પડે તેમ છે."

"એમ ?!"

"હાજી. બહુ જોસમાં તો વાત એથી આવી કે, એકને બદલે બીજું ગોઠવ્યાની વાત ઇસ્પિતાલમાંથી તરત બહાર પડી ગઈ. ગોરા ડાક્તરે તરત પોલીસને ખબર આપી એટલે ચારે બાજુ ચોકશી શરૂ થઈ ગઈ."

"એ સાળી પંચાત ઉભી થઈ ખરી. પણ આમાં પોલીસને દાખલ કરવાનું કારણ જ શું ?"

"ખરી વાત અંધારામાં, એ જ. હમણાં ભેદ શું છે તે જણાય તો સહુ હાથ ઘસતા બેસી રહે. હાલ તો સહુ ભરમમાં ભટકાય છે અને ઠાલી ગોથાં ખાય છે."

"હશે ત્યારે ફૂટાવા દો. જ્યાં મુદ્દો આપણને મળી ગયો કે પછી કામ પાર. પણ જો જો વચ્ચે કાંઈ મૃદિં તૃતીયમ્ ના થઈ જાય."

"અરે હવે કાંઈ ફિકર જેવું નથી. જગો કાંઈ જેવો તેવો ઉસ્તાદ નથી. એ તો જાણે મ્હોટો મહાત્મા બની ગયો છે ને ધામધૂમ અને ધતિંગથી પોતાનું કામ કર્યે જાય છે. એટલે બ્હીવા જેવું તો નથી જ."

"ત્યારે તો જાણે ગંગા ન્હાયા. બસ જગો આવી પહોંચ્યો કે બેડો પાર.!"

મુનશીજી અને કારભારી દલીચંદ ઉપર પ્રમાણે વાત કરતા હતા તે જ વખતે હાંફતો હાંફતો એક માણસ આવી ચઢ્યો અને બન્નેનું ધ્યાન તેના તરફ દોરાયું.

 

"કેમ હિમ્મત શું છે ? કેમ આમ ગભરાયલે ચહેરે ?" દલીચંદે હિમ્મતને બ્હાવરો બનેલો આવેલો જોઈ પૂછ્યું.

"અરે......અરે......" હિમ્મત આગળ બોલી ન શક્યો.

"પણ છે શું ? બોલને અલ્યા ! છે શું ?" મુનશીજીએ વ્યાકુળ બની પાછો પ્રશ્ન કર્યો.

"સાબ !......સાબ......ખ...ખ...ખૂન..."

"આમ અચકાય છે શું ? ગભરાય છે કેમ ? કહેને શાનું ખૂન ? કોનું ખૂન ?" ખૂન શબ્દ સાંભળતાં જ મુનશીજી અને દલીચંદ બન્ને ચમક્યા અને બન્ને સામટા પૂછવા લાગ્યા.

"અરે પેલીનું ખૂન થયું ?"

"કોનું ? ક્યાં ? કોણે કર્યું ? હકીકત બરોબર કહેને કે વાત સમજાય. ધીમો પડ, ગભરાઈશ નહીં." દલીચંદે હિમ્મતને ધીમો પડી સર્વ હકીકત જણાવવા સૂચવ્યું.

"વડોદરામાં, વડોદરામાં–પેલી પોટ્ટીનું ખૂન થયું. તેના ધણીએ જ ખૂન કર્યું. તેનું નામ વિનાયક અને તે એક દાકતર હતો."

હિમ્મતની વાત સાંભળતાં જ મુનશી ઢીલા ઢપ થઈ એકદમ નાહિમ્મત બન્યા અને ધીમેથી જ પરાણે બોલી શકયાઃ—

"અરે આ શું ગજબ! હલીચંદ! આ હિમ્મત શું કહે છે?"

"જી, હું ખરૂં જ કહું છું. તે પોટ્ટીને કોઇએ મારી નાંખી."

"બને જ નહીં જૂઠું–તર્કટ." હલીચંદ બબડયા.

"અરે પણ હું બરોબર બાતમી લાવ્યો છું. પોટ્ટીનું ખૂન થયું અને ખૂન તેના ધણી દાકતર વિનાયકરાયે કર્યું છે એમ એક ન્હાના બાળકથી તે તમામ વૃદ્ધ સુધી એકે અવાજે કહે છે." હિમ્મતે વડોદરાની સર્વ હકીકત જે તેણે સાંભળી હતી તે; મુનશીજી અને કારભારી હલીચંદને સંભળાવી.

"આનો શો ભેદ?" કંઇક ક્ષણ પર્યન્ત શાંત રહી એક દીર્ઘ નિશ્વાસ નાંખી મુનશીજીએ હલીચંદને પૂછ્યું.

"મને લાગે છે કે આપણા શિવાય બીજા પણ આ મામલામાં ભળ્યા છે." કારભારીએ ઉત્તર આપ્યો.

"એટલે?"

"જો તેમ ના હોય તો ખૂન થાય જ કેમ?" જ્યારે અમે લોકો બન્ને બાળકોને હાથ કરવા મથીએ છીએ અને આપ સાહેબ તેમની સાથે જોડાવા માગો છો ત્યારે વળી કોઈ બીજા અમારા કરતાં ઉલટી જ બાજી રમવા મચી પડયા છે."

"કેવી રીતે વારૂ?"

"બન્નેનાં ખૂન કરીને. જો બન્ને જીવતાં જાગતાં હાથ ન આવે તો અમારી ધારણા જાય ધળમાં—"

"હા ત્યારે તો કર્યું કારવ્યું ધુળ મળે." મુનશીએ પાછો એક ઉંડો નિશ્વાસ નાંખ્યો અને કહ્યું.

"પણ મૂળ મુદ્દો તો આપણી પાસે છેને ?" દલીચંદે શાંતિ આપી.

અને વળી સાબ ! એકનું ખૂન થયું તો શું થઈ ગયું ! બીજો મુદો તો હજી હયાત છે ને ! બન્નેને એકજ સાહેબ બહાદુર ને મળે." હિમ્મતે પણ ટાસસી પૂરી હિમ્મત આપી.

"પણ તમારા લોકથી એટલુંએ બને છે ક્યાં ? આતો બેટા પેટમાં, ઘઉં ખેતમાં " એમ માત્ર વાતો જ કરોછો ને ?"મુનશીએ ઉ-દ્ગાર કાઢ્યા.

"અરે સાહેબ ! એવા એક આદમીને કામ સોંપ્યું છે કે હવે બાજી જીતવી હાથ વેંતમાંજ છે."

"એવો કોણ મળ્યો છે ? હિમ્મત !"

"સાહેબ ! હિમ્મતે મરદા તો મદદે ખુદા ! કાળા માથાનું માનવી શું ના કરે ? એક એવો શોધી કાઢયો છે કે તે બહુ જ અકો અને પક્કો છે. સારા જમાનાનો ઉખડેલ—ખાધેલ છે. બસ જે કામ હાથમાં લીધું કે તેમાં જુઆની પેઠે વળગે છે, અને કામ પુરૂ કરીનેજ પાછો ફરે છે. ન્હાનું કે મ્હોટું ગમે તેવું કામ તેને સોંપો પણ બધાયમાં તે અક્કો છે."

"તને એવો ક્યાંથી મળી ગયો ?"

"અખાડામાંથી."

"વાહ ! અખાડા શિવાય આવું રતન મળેય ક્યાંથી ?" હિમ્મતને દલીચંદે મશ્કરીમાં ઉડાવ્યો.

"ભલે ને તમે હાંસી કરો. પણ તે રતન ખરેખર ચીથરે વિ-

રયું રતનજ છે. દેખાવમાં તો તે ભંગીભંગી હોઈ જાણે ઓલીઆ-ગાંડા જેવો જણાય છે પણ તેનું કાળજું ચારે ખુણે ચોક્કસ છે."

"વાહ વાહ શાબાશ ! હિમ્મતની બહાદુરી ભરેલી હિંમ્મતને ! ભૂતની બ્હેન તે બલા ! મેં તો જાણું કે એકગ્રો વ્યસની હશે પણ આતો સાથે પાયાનો પણ પાધરો છે એટલે કામ તમારૂં જરૂર પાર ઉતારશે. !" દલીચંદે વળી હિમ્મતને જરા વિશેશ બનાવ્યો.

"હશે હાલ હસોને. પણ હમણાં હું તમને ખબર લાવી આપીશ કે બીજો મુદ્દો ક્યાં છે. ત્યારે તો માનશોને ?" હિમ્મતે ધીમેથી જવાબ વાળ્યો.

મુનશીજીએ હિમ્મતની વાત ઉપર બહુ લક્ષ ન, આપતાં કારભારીને પૂછ્યું:—" ત્યારે દલીચંદ ! તમને શું સમજાય છે ? આમાં પાછું કોણ પડયું હશે ?"

"એકનું ખૂન થયું તેથી મને તો એમ જાણે સમજાય છે કે આ કામ તો મરનાર હરિનાથના નોકરનુંજ—"

"પણ તેનો તો પત્તોજ ક્યાંછે. કહે છે ને કે તે તો મરી ગયોછે."

"હા. લોક કહે છે ખરા પણ એવા અનુમાની તુરંગી ઘોડા ઉપર આધાર કેમ રખાય ?"

"મને તે અનુમાન ખોટું નથી લાગતું. હરિનાથ મરતી વખતે તેની પાસે માત્ર તે નોકર અને સાધુ શિવાય બીજું કોઈ નહોતું હું જાતે પાસેના ખંડમાં હતો અને છુપાઇને વાત સાંભળતો હતો."

"આપનું કહેવું ખરૂં છે પણ કદાપિ મરતા પહેલાં કોઈ બીજાને હકીકત કહી હોય તો ?"

"તો તો આ બન્નેનાં ખૂન કરીને તેણે એમ બતાવવું જોઈએ કે હરિનાથનું હવે કોઈ વારસ જ નથી."

"હા. એમ પણ કરે. બન્નેનાં ખૂન કરી તે જણાવે કે હરિનાથને એ કન્યાઓ થઇ હતી પણ બન્ને મરી ગઈ."

"ગમે તે કહે તેથી શું? તેથી કાંઈ ભંડારનો પત્તો નહીં લાગે." મુનશીજીએ જણાવ્યું.

"પણ કદાપિ નોકર સર્વ કહી ગયો હશે તો.?"

મુનશી આ સાંભળતાં વિચારમાં પડયા અને પછી ધીમેથી બોલ્યાઃ—"એમ બન્યુ હોય ત્યારે તો શો ઉપાય?"

"અરે પણ ઉપાય કેવો શોધવાનો?" તે લોકોને માથું મળ્યું પણ નથી અને હવે મળશે પણ નહીં."

"પણ દુસ્મન દળ તો વધતું જાય છે ને? પહેલાં માત્ર એક હતી સંન્યાસિની હતી, તેમાં પોલીસ ભળી અને હવે વળી આ કોઈ તીજું જાગ્યું ધીમે ધીમે કાંબળો ભીંજાઇ ભારે થતો જાય છે."

"એમાં તો મુરબ્બી! ત્યારે શું ઉપાય? મારવાનો હાથી અને લૂટવાનો ભંડાર છે તે કોઈ સહેલામાં મરાય કે લૂટાય?

"પણ જો આ બન્ને બાળક અને પેલું માથું જો હું સરકાર પાસે લઈ જાઉં તો હરિનાથની અડધો અડધ જાગીર દોલત મને આપવા અને અડધી ખેરાત કરવાને તે ખુશી જણાવે છે. આ બંદોબસ્ત તો મેં ક્યારનોએ કર્યો છે."

"પણ જો સરકારને ધન દોલત ક્યાં છે તે ખબર હોય તો મારનાએ હસ્તક ના કરે! તેમને માથાની જરૂર પણ શી?"

"હા. હલિચંદ! એ પણ તમારૂં કહેવું ખરૂં છે. સરકારને ખજાનો ક્યાં છે? તેની ખબર નહીં જ હોય, જો હોય તો મને વારંવાર આ માથા માટે તપાસ કરવાનું ના કહે."

"મારૂં તો મુરબ્બી! એમ માનવું છે કે આ ધડવગરનું માથું બધું બતાવી દેશે કે ખજાનો કયાં છે." હલીચંદે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"હા કદાચ તેમ પણ બને અને કદાપિ માથું નહીં બતાવે તોપણ કાંઇકિ તે માથામાં એટલો ચમત્કાર તો છેજ કે તે પ્રામ થતાં કંઇક લાભ તો મળશે જ." મુનશીજી ભણતા ગયા.

"હશે સાહેબ! વાગતું ગાજતું માંડવે આવશે ત્યારે બધુંયે જણાંશે. પણ અમારી મહેનતની બરોબર કદર કરજો જી. પછી ભરોસાની ભેંસ પાડો ના જણે." કારભારીએ પોતાનું નક્કી કરવા માંડ્યુ.

"હલીચંદ! ગભરાશો નહીં. કામ ફતેહ થશે તો ઠરાવ લાખનો છે પણ અપાવીશ-બે લાખ પછી?"

હલીચંદે આભાર દર્શક ચિન્હ બતાવીને જણાવ્યું:-"અમે તન તોડ મહેનત કરવામાં બાકી નહીં રાખીએ."

"હલીચંદજી! તમે રૂપિયા રૂપિયા શું કરો છો. હરિનાથની દોલત કેટલી છે તેનો તમને ખ્યાલ પણ નહીં હોય પણ તે એક મ્હોટી પાદશાહત ઉભી કરતાં પણ વધે તેટલી છે. તે તમામ તેમણે કોઇ ગુપ્ત સ્થળે રાખી છે. જ્યારે બહારવટીઆની ધાડ પડી અને અણીનો વખત આવી પહોંચ્યો ત્યારે હરિનાથ પોતાના વિશ્વાસુ નોકર અને સગર્ભા સ્ત્રીની સાથે કંઇક અદસ્ય થઇ ગયા. આથી દોલતની વાત બીજા કોઇના જાણવામાં નથી પણ પાગલ થયેલા હરિનાથ જ્યારે રામદાસ સાધુમહાત્માના આશ્રમમાં મરણને શરણ થયા ત્યારે

શું પણ આશ્રમના પાસેના ખંડમાંજ હતો આથી જે જે હકીકત સાધુજીને હરિનાથે કહી તે મેં સાંભળી અને મને સમજાયું કે અનગળ દોલત તે મુકી ગયા છે.”

“પણ ત્યારે સાધુ મહાત્માને તે છોકરીઓનો પત્તો ક્યાંથી લાગ્યો ?”

“કેમ હલીચંદ! મેં કંઇવાર તે વાત તમને કહી છે છતાં પાછા ભૂલ્યા? હરિનાથના હરિશરણુ થવા પછી રામદાસજીએ તેમની સગર્ભા સ્ત્રીની તપાસ કરવા માંડી અને તેમને જણાયું કે તે સ્ત્રી બે બાળકોને જન્મ આપીને ગુજરી ગઇ. આ બન્ને બાળકો એક સંન્યાસિનીના હવાલામાં છે અને તે તેમને ઉછેરે છે. પછી મહાપરિશ્રમે અમે પણુ તે સંન્યાસિનીનો પત્તો મેળવ્યો.”

“પણુ હવે શું ફિકર છે. તે માણું તો હવે હાથમાં આવ્યું છે.” હલીચંદે વચ્ચે જણાવ્યું.

“ના, હજુ નથી આવ્યું.”

“અરે મુરબ્બી! આવ્યુંજ સમજો. બહુતો એક કે બે દિવસમાં આપની ખબર તે જોશો.”

“કદાપિ તે માણું આવે તોપણુ બન્ને બાળકીની જરૂર તો છે જ.” મુનશીએ ઉદ્‌ગાર કાઢયા.

“પણુ મુરબ્બી! એક તો મર્યાની હકીકત આપણે સાંભળી.”

“ખેર! એક ગઇ તો બીજી તો છે.”

“હા, જી. છે અને તે પણુ હવે થોડાક વખતમાં આપણા હાથમાં આવીજ સમજજો: હિમ્મતનું કામ કાંઇ છેક નાંખી દેવા જેવું નહીં હોય.”

આ વખતે એક નોકરે આવી ખબર આપી કે:— "આજ સાહેબને મળવાને કોઈ આવ્યું છે."

"કોણ મળવા આવ્યું છે?" મુનશીજીએ ચમકીને પ્રશ્ન કર્યો.

"કોઇ લશ્કરી અમલદાર હોય એમ લાગે છે." નોકરે જણાવ્યું.

"શું લશ્કરી અમલદાર!"

"હા. સાબ! અને સાથે એક બાર તેર વર્ષનો છોકરો પણ છે."

"જાઓ દલીચંદ તમે જાઓ. જુઓ કે તે કોણ છે અને કાંઈ ગડબડાટ જેવું ન હોય તોજ લાવજો. જોજો દ્વિતીયમ્ ના જાણે.

હુકમનો અમલ કરવા કારભારી ઉઠી ચાલ્યા.





થોડીક વારમાંજ રાયબહાદુર અને તેમના લાલ સાથે, દલીચંદ મુનશી મણિધરરાયજી સમક્ષ આવી પહોંચ્યા.

મુનશીજી તો રાયબાહાદુરને દેખતાંજ ચમકીને ઉભા થવા જતા હતા પરંતુ કારભારીના નેત્રનાં થયેલા ઇશારાના પરિણામે બેઠા હતા તેવીજ સ્થિતિમાં તે રહ્યા. કારભારીએ આવતાંજ ઓળખાણ કરાવી કે આ રાયબહાદુર સાહેબ એક પ્રથમ લશ્કરી અમલદાર હતા અને તે આપને ખંભાત સંબધી કાંઈ હકીકત પૂછવા આવ્યા છે.

મુનશીજીને ધારી ધારીને લાલને નીહાળતા જોઇ રાયબહાદુરે જણાવ્યું કે:—**"તે મારો પુત્ર છે."**

"પધારો બીરાજો. રાયબહાદુરજી! આપની મુલાકાતનો આજે લાભ મળવાથી આનંદ થયો." મુનશીએ બેઠે બેઠે જ આવકાર આપ્યો.

રાયબહાદુર એક ગાદી ઉપર બેઠા. મુનશીજીએ લાલને પોતાની

પાસે બેસાડવા માંડયો પણ તેતો શાંતિથી રાયબહાદુરની પાસે જ બેસી ગયો.

"આપ ખંભાત સંસ્થાનમાં છો એવું મેં સાંભળ્યું છે." રાયબહાદુરે આરંભ કર્યો.

"હા. હું ત્યાંનો એજંટ છું."

"મારે સરકાર સાહેબની મુલાકાતે જવાનો વિચાર તો હતો દરમિયાન મને ખબર મળી કે આપ હાલ અહીં જ છો તેથી પ્રથમ આપને મળવા આવ્યો છું. તો તસ્દી માફ કરશો."

"અરે વાહ! ઘણી જ ખુશીની વાત કે મુલાકાતનો લાભ મળ્યો. એમાં તસ્દી શાની?" મુનશીજીએ પણ વિવેક કર્યો.

"જ્યારે કંઇ વર્ષો ઉપર ખંભાતમાં ખડબડાટ જાગ્યો ત્યારે હું લસ્કરી અમલદાર હતો. તે વખતના સરકાર સાહેબ તો વતન છોડીને ક્યાંક ચાલ્યા ગયા હતા."

"હશે, પણ તે ગઇ ગુજરી વાતને યાદ કરવાનું હવે શું કારણ?"

"મારે તેનું તો કાંઇ ખાસ કારણ નથી પણ હવે હું કાંઇ રાજ્યને માટે કરવા ધારૂં છું."

"ઘણી ખુશીની વાત. તો ફરમાવો શું ફરમાન છે?"

"તે વખતે મારા સાંભળવામાં એમ આવ્યું હતું કે સરકાર પોતાની સર્વ ખાનગી દોલત મિલકત પોતાના વિશ્વાસુ હરિનાથને સોંપી ગયા હતા."

"હા. એવી વાત કંઇક સાંભળી હતી ખરી."

"પણ કહે છે કે પાછળથી હરિનાથ પણ લડાઇમાં ખપી

ગયા અને ધન દોલત સહુ તેમની પાસે જ રહ્યું."

"કોણ કહે છે? અમે તો કાંઈ એવું નથી સાંભળ્યું."

"પણ ત્યારે આપે કાંઇ તપાસ નહીં કરી હોય?"

"કરેલી પણ પત્તો કાંઇ નહિ લાગેલો."

"ધન દોલતની તપાસ કરેલી?"

"હા. પણ તે તો સર્વ લુંટાઇ ગયાની હકીકત મળેલી."

"નહીં, નહીં. આ આપે ખોટું સાંભળેલું. દોલતનો તો પત્તો કોઇને લાગેલો જ નહીં."

"તોય શું? મરનારની પાછળ તે ગઇ તે ગઇજ. હવે તેનો શું પત્તો."

"ના. પત્તો છે. મારી સાંભળેલી હકીકત હું જણાવું છું. આ ગંભીર મામલાના સમયે એક પુરૂષ પોતાની સગર્ભા સ્ત્રીને એક સંન્યાસિનીને સોંપી કંઇક નાસી છુટયા હતા. પાછળથી આ સગર્ભાએ બે જોડકી કન્યાને પ્રસવ આપ્યો હતો."

"હા. આવી વાત અમે પણ કંઇ સાંભળી છે ખરી."

"સંન્યાસિનીએ પછી પાળી પોષી બન્ને બાળકોને મ્હોટાં કર્યાં; અને હજી બન્ને તે સંન્યાસિની પાસે જ છે." રાવબહાદુરે જણાવ્યું.

"કહે છે ને કે એકનું તો ખૂન થયું!" મુનશીથી ન રહેવાયું અને તે બોલી ઉઠયા. પણ એજ ક્ષણે કારભારીએ પોતાના નેત્રના ઇશારે મુનશીજીને દબાવ્યા. એટલે તેમણે પાછું વચ્ચાર્યું:—"એ તો ઉડતી વાત છે. ખૂન થયું એવી કાંઈ પાકી ખબર નથી."

"હા. આપનું કહેવું બરોબર છે. વડોદરામાં એકનું ખૂન થયું

છે. ઓહો, આપ તો બધી વાતની ખબર રાખો છો ને શું ?"

હવે પકડાયા-સપડાયા એમ મુનશીજીને લાગ્યું ! તેથી સફાઇથી કહેવા લાગ્યા:-" જુઓ રાયબહાદુર ! ખાનગી રાખવાનું કાંઇ કારણ નથી. અમારી તપાસમાં અમને જણાયું છે કે **સંન્યાસિનીની પાસે જે બે બાળકો છે તે જ હરિનાથની બન્ને કન્યાઓ છે.**

" એમ! આપનું ધારવું બરોબર છે ! "

" બરોબર જ છે " મુનશીજીએ ચલાવ્યુ. " હરિનાથની સાથે એક નોકર પણ હતો. તેણે પછી પત્તો મેળવેલો કે હરિનાથનાં સગર્ભા પત્ની બે જોડકાં બાળકોને જન્મ આપી હરિશરણ થઈ ગયાં અને પછી સંન્યાસિનીએ બાળકો ઉછેર્યાં. "

" ઓહો ત્યારે આપે તો આ બન્ને કન્યાની પણ ખબર રાખી લાગે છે જો ! પણ વારૂ તેમ કરવાનું શું કારણ તે મને જરા જણાવશો. ?" રાવબહાદુરે સીધો પ્રશ્ન કર્યો.

" કારણ ! ! ધન દોલત-બીજું શું ? મુનશીએ ઉત્તર વાળ્યો.

" પણ તે બાળકોને આ ધનની કે વાતની ખબર છે ? "

" એ બાળકો તો નથી જાણતાં પણ..."

" હાં. હાં. આપ ત્યારે પેલા ધડ વગરના માથાની વાત પણ જાણતા લાગો છે !"-રાવબહાદુરે મુનશીજીને વચમાં જ પ્રશ્ન કર્યો.

" હું જાણું છું કે નહીં તે હું કહેવા માગતો નથી. પણ મારે તમને પ્રથમ પૂછવાનું કે તમે શું મુદ્દા મેળવવા માગો છો તે તો પ્રથમ જણાવો." રાયબહાદુરના પ્રશ્નથી સહજ ચોંકીને પછી સાવધ થઈ મુનશીએ રહસ્ય શું છે તે જાણવાના હેતુથી પ્રશ્ન કર્યો.

" હું આપનાથી કંઈ પણ ગુપ્ત રાખવા નથી માગતો. સંન્યાસિની દેવીના અમે શિષ્ય છીએ. કોઇ પાપી ચંડાળે એ બાળકોમાંથી એકનું ખૂન કર્યું છે. અમે લોક બન્ને બાળકોને પ્રાણથી પણ અધિક પ્રિય ગણીએ છીએ. બાળકોને તેમના પિતાની પુંજી મળે તો ઠીક એ અમારો હેતુછે અને તે મેળવવાના પ્રયત્નમાં હું છું." રાયબહાદુરે હકીકત જણાવી ઉતર વાળ્યો.

" પણ પુંજી તો અમારા સરકારની હતી, કાંઈ બાળકોના પિતા હરિનાથની નહોતી. "

" હા. પણ સરકારનેય તે પુંજી મળે તો કાંઇ બાળકને રાજી કર્યા વગર રહે કે ? ! "

" રાજી તો કરે, બેશક કરે, પણ હવે તેની શી વાત. પુંજીનો પત્તો લાગ્યો જ નથી, ત્યાં રાજી કરવાંની વાત શી ? "

" ના પણ વખતે તેનો પત્તો મળે પણ ખરો. "

" એ હવામાં મહેલ બાંધવા જેવી કે ધુમાડામાં બાચકા ભરવા જેવી વાત છે. "

"પણ ત્યારે આપ લોક શરીરવગરના શિરની અને બાળકોની શોધખોળ કેમ કર્યા કરો છો ? "

મુનશી સાહેબને શું ઉત્તર આપવો તે ન સૂઝયું. તે ગભરાયા અને લોચા વાળવા માંડયાઃ—"અમે કાંઈ હવે તેની શોધ નથી કરતા. અમે તો ક્યારનીએ એ વાત માંડી વાળી છે."

" પણ આપને એ તો ખબર છે જ કે બીજા પણ કોઇ આ બાબતની શોધ અને તજવીજમાં છે. "

" ના, મને તે વાતની ખબર નથી અને બીજાને ગરજ પણ, શું કે તપાસ કરે ? "

"શું આપને નથી ખબર કે સંન્યાસિની દેવી પાસેથી એ ધડ વગરનું માથું ચોરાયું. લેનાર તે ધારેલે ઠેકાણે લઈ જઈ શક્યો. કારણ પોલિસ વચ્ચે પડી. માથું ભરૂચમાંથી પોલિસે હસ્તગત કર્યું. તેને તપાસ અર્થે ઇસ્પિતાલમાં મોકલ્યું. ત્યારે તે દુષ્ટ મંડળીમાંના એકે એક વડોદરામાં ખૂન કર્યું અને તેનું માથું બરણીમાં ઘાલી તે બરણી ઇસ્પિતાલમાં ગોઠવી અસલ માથાવાળી બરણી અદલ બદલ કરી લીધી." રાયબહાદુરે સર્વ હકીકત પાછી મુનશી મણિધરરાયને કહી સંભળાવી.

"ના, ભાઇ અમને તો આ બધી કાંઈ ખબર નથી. પણ આ બધું કારસ્તાન કોણ કરી રહ્યું છે?" મુનશીએ પ્રશ્ન કર્યો.

"હું આપને એજ પૂછવા તો આવ્યો છું." રાયબહાદુરે પ્રતિ પ્રશ્ન કર્યો.

"એટલે?! હું તે કેવી રીતે કહી શકું? શું કાંઈ મેં ખૂન કર્યું છે? શું મેં માથું બદલ્યું છે? તે મને આ વાત પૂછો છો." મુનશીજી રાતા પીળા થઇ ગયા અને બોલ્યા.

"નાજી, નાજી. હું તેમ કહેવા નથી માગતો પણ એજ કહેવા માગું છું કે આમાં બીજા પણ શોધ અને તજવીજમાં છે." રાયબહાદુરે ઠંડે પેટે ઉત્તર વાળ્યો.

"હશે કદાપિ."

"હા, તો મારૂં અનુમાન કંઇક બરોબર મને લાગે છે. આ બધું ધન દોલતને માટે જ થાય છે. પણ આપ તો કાંઈ વિશેષ નથી જાણતા!"

"ના, હું તમે જાણોછો તે કરતાં કાંઈ પણ વિશેષ નથી જાણતો." મુનશીજીએ ટુંકો ઉત્તર વાળ્યો.

"ઠીક તો હવે હું આપને વિશેષ તસ્દી આપવા નથી માગતો. આપેલી તસ્દી માટે ક્ષમા." રાયબહાદુર ઉભા થયા.

"અરે કાંઈ નહીં કાંઇ નહીં. પધારજો અને કાંઇ ધન દોલત સંબંધી વિશેષ ખબર મળે તો બેલાશક ખબર આપશો. અમારા સરકારમાંથી બાળકના હકમાં હું ફાયદો કરી આપી શકીશ તેટલો બીજાથી નહીંજ થાય." રજા આપતાં આપતાં મુનશીજીએ જણાવ્યું.

"હા. એ તો ઉઘાડુંજ છે કે આપનાથી થાય તેવું બીજાથી તો નાજ થાય."

રાયબાહદુરે ચલાવા માંડયું. લાલ ઉઠી તેમની આગળ ચાલ્યો.

બન્ને છેક ભારણા સુધી આવ્યા. લાલ તો બારણા બહાર નીકળી પણ ગયો. પણ જેવા રાયબહાદુર નીકળવા જાય છે તેવોજ એક મ્હોટો ભારે બુરખા જેવો ઝભ્ભો તેમના ઉપર પડયો અને તે તેમાં ઘેરાયા. સાથેજ તેમને કોઇએ અંદર ખેંચ્યા.

લાલ આ જોઈ બહારથી અંદર કુદી પડયો.

એકાએક બારણાં બંધ થઇ ગયાં. ઠેલતાં તે ઉઘડયાં નહીં. કોણે બંધ કર્યાં તે સમજાયું નહીં.

ઇદંતૃતીયં જેવું થયું.

રાયબહાદુર અને લાલ બન્ને સપડાયા.



# પ્રકરણ ૯ મું.

## બંધન-મુક્તિ.

કંટક બાવળ બાઝયે ભાગે, કર્યાં હાથનાં હઇડે વાગે;
જેમ વાવણી તેમ કાપણી, કરણી તેવી પાર ઉતરણી.



હવે તો શી રીતે આ ઉપાધિમાંથી મુક્ત થવું તેનાજ વિચાર લાલ કરતો હતો. તે કાંઈ ગભરાઈ જાય એવો નબળો મનવાળો નહોતો. રાયબહાદુરની સાથે રહી જે કાર્ય કરવાની તેણે પ્રતિજ્ઞા લીધી હતી તે કરવાને માટે યોગ્ય સાવધાનતા અને શક્તિ તેણે પ્રાપ્ત કર્યાં હતાં. વળી રાયબહાદુરના બળની હિમ્મત પણ તેને હતી. આથી તે મનમાંજ વિચારવા લાગ્યો:—

"મહાત્માશ્રીને તો કેદ કરવાવાળો કે મારી નાંખવાવાળો કોઈ છેજ નહીં. તે જરૂર મને મુક્ત કરવા હરેક યત્ન કરશેજ. તેમની પાસે સાત નળી વાળી રીવોલ્વર છે એટલે પ્રથમ તે જ્યાં સુધી સાત ખુન નહીં કરે ત્યાં સુધી તો તે કોઈના કબજામાં નહીં આવે અને મારી પાસે પણ......"

લાલે એક સાત નળીવાળી કારતુસથી ભરેલી. પિસ્તોલ બહાર કાઢી અને ચલાવ્યું:—"હું પણ સાતનો જીવ લીધા શિવાય તો મારો જીવ નહીંજ આપું;"

જો કે તે એક અંધારી કોટડીમાં કેદ હતો તોપણ તેજ ક્ષણે જાણે એક ઇંટનો કકડો કોઇએ તેના તરફ ફેંકેલો આવીને પડયો એમ તેને લાગ્યું. લાલ પાસે વિજળીક રોશની આપતો દીવો તૈયાર હતો. તેને ગજવામાંથી કાઢી ચાંપ દવાવતાંજ અજવાળું થયું. તેણે કકડો ઉચકી લીધો.કકડા ઉપર એક કાગળ લપેટેલો હતો કાગળ લાલે ઉકેલ્યો. તે તમામ કોરો હતો. માત્ર બેજ શબ્દો તેમાં લખેલા હતા:-"બ્હીશો નહીં."

અક્ષર લાલે ઓળખ્યા અને તેનામાં એક નવીન બળ આવ્યું." ઓહો! જો તે પોતેજ અત્રે મારી સહાયે સમિપમાં છે તો હવે ભય શો?"

નિડરપણે હવે તેણે બારણાને હચહચાવી ઉપાડવા પ્રયત્ન કરવા માંડયો પણ તેમાં કાંઇ ન વળ્યું. અનેક અવાજો પણ કર્યા. તથાપિ પોતાનાજ શબ્દના પ્રતિ ધ્વનિ શિવાય કોઇ અન્ય ઉત્તર શ્રવણ કરવામાં ન આવ્યો.

આખરે પરિશ્રમ અને ક્ષુધાથી શ્રમિત થયેલો બેસી ગયો અને આંખ્યો મિંચિને ઇષ્ટ સ્મરણ કરવા લાગ્યો. એટલામાં એકાએક દ્વાર ઉઘડયું. મુનશી મણિધરરાયજી પ્રવેશ્યા. સાથે એક આધેર વયનો અને મ્હોટી દાઢીવાળો નોકર પણ હતો. તેના હાથમાં એક મ્હોટી થાળ હતી.

આ નોકરના ઉપર નજર પડતાં જ લાલ આશ્ચર્ય ચકિત થઈ તેને ધારીને જોવા લાગ્યો.

ભોજન સામગ્રીથી ભરેલી થાળને એક ખૂણામાં મૂકી આ મુનશીજીનો નોકર જાણે કોઇ વસ્તુને શોધતો હોય એમ આમ તેમ

નજર ફેરવતો હતો. આથી **મણિધરરાયજી**નો મિજાજ ગયો અને ગુસ્સો કરી કરડી નજરે બોલ્યાઃ—

"કેમ રે અલ્યા **અડબંગ**! હવે અહીંથી ટળીશ કે બે ચાર સાંભળીશ ત્યારે ખસીશ. હુંડે છે શું ?"

"અરે હું તો આ ચાલ્યો!" એમ ધીમેથી બોલી તે ચાલ્યો ગયો. મુનશીજીએ પાછાં બારણાં બંધ કર્યાં. વળી નોકરના શબ્દો સંભળાયાઃ—"સા'બ' સા'બ"

"અરે ટળને હવે અક્કરમી જેવો!" મુનશીજી ત્રાડયા. નોકર શાંત થઈ ગયો.

"દેવી!" મુનશીજીએ **લાલ** પ્રતિ મૃદુ હાસ્યપૂર્વક મ્હોં મલકાવી ઉક્તિ કરવા માંડીઃ—"એ **અડબંગ** છે તો દેખીતો એક ગાંડા જેવો પણ ઘણોજ નિમકહલાલ અને અંદરથી અક્કો છે. દેવી! તમે હવે જરાયે ભય ન ધરશો. તમને મારા જીવની પેઠે જાળવીશ. તમને કોઇ વાતે ઊણપ કે ઓછપ નહીં આવવા દઉં. હું મુનશી **મણિધરરાય** જો કે ખંભાતનો એક એજંટ હોઈ ધાર્યું કરી શકું તેમ છું પણ... પણ તમારી પાસે તો એક રાંક જેવોજ છું. લ્યો. આ તમારે માટે ભોજન સામગ્રી તૈયાર છે. તમામ ચોખ્ખા પદાર્થની બનાવી છે. આવો આવો આપણે સાથે આનંદથી તે ઉડાવીએ. વાનગીઓ ચાખી તમે ખુશી ખુશી થઇ જશો." મુનશીજી **લાલ**ને આગ્રહ કરતાં કહેવા લાગ્યાઃ—"હું તમને મારી ખાસ પ્રિયતમા બનાવવા ધારૂં છું."

જેવા **મુનશીજી** હાથ લાંબા કરીને **લાલ**ને ખેંચવા જાય છે તેવેજ તેમની નજર તેના હાથ ઉપર પડી અને તે સ્થંભ્યા, જ્યાંના ત્યાંજ અટકી ગયા.

**લાલ** પિસ્તોલથી નિશાન તાકી ફોડવાની તૈયારીમાંજ હતો. મુનશીજી ભયથી કંપ્યા. પગ ધ્રૂજવા લાગ્યા અને પડુ પડુ થઈ ગયા.

 

સ્વપ્નમાં પણ મુનશીજીને ખ્યાલ નહીં હોય કે આ તેર વર્ષનું એક નાજુક બાલક આમ સશસ્ત્ર હશે. જો તેમને તે વાર્તાની ખબર હોત તો તો પ્રથમથીજ તેનો ઉપાય યોજત. આખા જીવનમાં પૂર્વે ભય નહીં પામ્યા હોય એવી સ્થિતિમાં તે અત્યારે આવી પડયા. ગોળી છુટે એટલીજવાર હવે હતી. લથડતી જીભે મુનશીજી માત્ર એટલુંજ બોલી શકયાઃ—" સુંદરી ! "

"ચૂપ!" ઉત્તર મળ્યો.

મુનશીજીનો કંઠ રૂંધાઇ ગયો. મનની મનમાંજ રહી ગઈ.

" મને કોઇ સામાન્ય બાળક ન સમજશો. કેમ જીવનની સ્પૃહા છે? જો હોય તો હું કહું તેમ કરવા તૈયાર થાઓ." આ વખતે મુનશીજી ધીમેધીમે બારણા તરફ પોતાની ગતિ કરતા હતા. **લાલે** ચલાવ્યુંઃ—" ખબરદાર જો એક ડગ પણ આગળ ખસ્યા છો તો. આ ગોળી છૂટીજ સમજજો." **લાલે** પાછી પીસ્તોલ ઉંચી કરી જાણે ફોડવાની તૈયારીમાં હોય તેમ બતાવ્યું.

" હાં. હાં. એમ સાહસ ન કરો. આ મારૂં સોનાનું જીવન ધળધાણી ન કરો. હું તમારી માફી માગું છું."

ત્યારે જો જીવનની સ્પૃહા હોય તો મારૂં કહ્યું સાંભળો અને કહું તેમ કરો. બોલો. ધીમેથી જવાબ દો કે રાત્રિ કેટલી ગઈ છે ?"

મુનશીજીના જીવમાં જીવ આવ્યો. તે બોલ્યા—"બાર ઉપર બે."

" અત્યારે કોણ કોણ જાગે છે ? " પુનઃ પ્રશ્ન થયો.

" માત્ર હું અને અઠબંગ બે જ."

એક પણ જૂઠો બોલ અને મોત બન્ને સાથેજ સમજજે. બોલો, બોલો મારા વૃદ્ધ મુરબ્બી કયાં છે ? "

ઉત્તર દેતા પૂર્વે મુનશીજી ખંચકાયા, ગલ્લાંતલ્લાં કરવા લાગ્યા.

" બોલો. જલદી બોલો. જુઓ, પાંચ ગણતાં પહેલાં ઉત્તર ન મળ્યો તો ગોળી છુટી સમજજો. બોલો. એક, બે, ત્રણ ચા—ચા.

" અરે. હાં હાં કહું છું." મુનશીજી બોલી ઉઠયા.

"બોલો જલદી કયાં છે ?"

"તેમને પણ એક પાસેના ઓરડામાં પૂર્યા છે."

"ઠીક. તો હું તેમની પાસે જવા માગું છું. આગળ આગળ તમે ચાલો. આ પિસ્તોલ ભરેલી અને તાકેલીજ લઈને હું પાછળ પાછળ આવું છું. જો જરા પણ ચૂપ ચાં કરી કે આડી અવળી હીલચાલ કરી છે તો તેજ વખતે તમારૂં માથું ઉડયું એમ નક્કી માનજો. સીધા સીધા અને શાંતિથી મને લઈ જશો તો તમારે પછી બ્હીવાનું કાંઇ નહીં રહે. પણ નહીંતો તો—જોઇને આ પીસ્તોલ—"

" પણ—પણ......સુંદરી ! "

" ચૂપ. એક શબ્દ અને મોત......"

" ના. સુંદરી ! ના......"

" તો ચાલો ત્યારે, મુંગા મુંગા અને સીધા સીધા લઈ જાઓ. ચાલો. જુઓ. એક, બે. ત્રણ......'.

" અરે...અરે... આમ ઉતાવળ ન કરો. હું આ ચાલ્યો."

મુનશીજી આગળ અને લાલ પિસ્તોલ સાથે જ પાછળ પાછળ એમ બન્ને બહાર નીકળ્યા.

આ સમયે મણિધરાયજીની સ્થિતિ કોઇ ઑર જ હતી. પ્રસૂતાની પીડની સમજનું જ્ઞાન જેમ વંધ્યા વિચારી ન શકે, તેમ આ સ્થિતિમાં પ્રત્યક્ષ સપડાયા શિવાય આ વખતની સ્થિતિનો ખ્યાલ વિચાર્યો વિચારી ન શકાય, ન જીવ્હાથી વર્ણવી શકાય કે ન લેખિનીથી લખી શકાય. જેને જીવનની દરકાર છે, જે માત્ર પ્રાણના રક્ષણાર્થે ધર્મ અધર્મનાં સર્વ કર્તવ્યો કરે છે અને જે ધન લોભની ખાતર ગમે તેવાં નિચ દુષ્ટ કામો કરવા સદા સર્વદા તૈયાર છે એવા મુનશીજી આ ક્ષણે લાલનો હુકમ ન માને તો બીજું શું કરે ?!

સીધા સીધા બન્ને એક ઓરડા આગળ આવ્યા. ઓરડો બંધ હતો લાલે મુનશીજીને બારણું ધીમેથી ઉઘાડવા દમમાં જ આજ્ઞા કરીઃ—"જો અવાજ થયો તો સાથે જ માથું ઉડાવી દઇશ. અને જરાયે દયા નહીં આવે. યાદ રાખો ઉઘાડો જલદી."

મુનશી બારણું ઉઘાડી અંદર ગયા. લાલ પાછળ પણ પાછળ અંદર પેઠો, પણ રાયબહાદુર તે ઓરડામાં નહોતા. વળી બીજો ઓરડો મુનશીએ ઉઘાડયો. તેમાં પણ રાયબહાદુર ન મળે. હવે લાલને સમજાયું કે મુનશી દાવપેચમાં રમે છે અને વખત વિતાવવા માગે છે. આથી લાલે મુનશીને આગળ વધતા અટકાવ્યા અને ક્રોધમુદ્રા કરી કહ્યુંઃ—"જુઓ હવે તમારી છેવટની ઘડિયો ગણાય છે. જેનું સ્મરણ કરવું હોય તેનું કરી લ્યો. હું ગોળી છોડું છું. એક—બે—ત્રણ—ચાર પાં—"

"અરે અરે પણ ભાઇસાં'બ મારી કસુર કાંઈ? હું જે કહો તેમ કરવા તૈયાર છું." ધ્રૂજતાં ધ્રૂજતાં અને થથડતા અવાજે મુનશીજી બોલ્યા.

"ત્યારે આમ તેમ ભટકો છો કેમ? સીધા સીધા લેઇ જાઓને?"

" ક્યાં લઇ જાઉં ? "

" તે ફરીથી કહેવું પડશે કે ? હશે, ઠીક. ચાલો એકદમ મારા મુરબ્બી જે ઓરડામાં છે ત્યાં લઇ જાઓ. ચાલો ચાલો, નહીં તો પછી એક, બે, ત્રણ——"

" અરે, આ લઈ ચાલ્યો, ચાલો પણ ગોળી ન છોડશો, "

મુનશીજી એક બંધ ઓરડાએ **લાલ**ને લઇ ગયા. બારણાનું તાળું ઉઘાડ્યું. રાયબહાદુર આ ઓરડામાં હાથે પગે બાંધેલા હતા.

રાયબહાદુરને જોતાં જ **લાલે** પોતાની પાસેથી એક છરી કાઢી તમામ બંધો તોડી નાંખ્યા. **રાયબહાદુર બંધનમુકત થયા.**

" અરે **લાલ** ! આ બધું શુ કારસ્તાન છે ? " રાયબહાદુરે મુક્ત થતાં જ આશ્ચર્ય ચકિત થઇ પ્રશ્ન કર્યો.

" તે પછી પૂછજો. પ્રથમ તો બાંધો આ દુષ્ટને. "

મુનશીજી આ વખતે કાંઇ ગણુગણુતા હોય એમ જણાયું.

" ચૂપ. એક શબ્દ અને મોત ! મુંગા મુંગા હાથ પગ બાંધવા દો. " **લાલે** કરડા અને ક્રોધભર્યા શબ્દમાં જણાવ્યું.

" શું મને બંધન......"

" હા તમને બંધન અને તમારા જ મકાનમાં. મારી સાથે તમે તો લગ્ન કરવા માગતા હતા કેમ ? ! હવે જો જીવવાની દરકાર હોય તો અમારે માટે જે ધાંધલ મચાવી રહ્યા છો તે મૂકીદો અને ખંભાત પાછા ચાલ્યા જાઓ, નહીં તો આટો અને આવરદા હજી એક થઈ જશે. સમજ્યા ! "

મુનશીને બાંધીને તેમજ ઓરડામાં પૂરીને રાયબહાદુર અને **લાલ** બન્ને હવે પગ ઉપાડી મકાનના મુખ્ય દરવાજે આવ્યા. દરવાને હાથ લંબાવી તેમને રોકવા પ્રવૃત્તિ કરી પણ **લાલે** એક એવો જોરથી ધક્કો માર્યો કે તેતો જમીન ઉપર જ પડી ગયો.

હાથનાં કર્યાં હૈયે વાગ્યાં. સપડાવા જતાં પોતે જ સપડાયા. મુનશીજી પોતે ખોદેલા ખાડામાં પોતે જ પડયા, બારણું ઉઘાડી રાય બહાદુર અને **લાલ** બન્ને સહીસલામત બહાર નીકળી ગયા.

---

# પ્રકરણ ૧૦ મું.

## ઠેરના ઠેર ને ઘેરના ઘેર.

હીરો ઘોઘે જઇ આવ્યો, સોના સાઠ કરી આવ્યો;
મ્હેનત સઘળી માથે પડી, ઘર આવ્યો ગદ્ધાપર ચ્હડી.



ડોદરામાં વિશેષ હકીકત ન મળી. ન શરીર વગરના શિરનો પત્તો લાગ્યો કે ના ખરી હકીકતની ખબર પણ મળી કે, દાક્તર વિનાયકરાય ક્યાં અદશ્ય થયા? તેમની સ્ત્રીનું ખૂન કોણે કર્યું? અને લાશ ક્યાં ઉપડી ગઇ? પેલી સંન્યાસિની દેવી પણ કોણ જાણે પૃથ્વીના કયા ગોળામાં ગેબ થઇ ગઇ તે ન જણાયું તે ન જ જણાયું.

ઇન્સ્પેક્ટર **બંસીલાલ** અને સાહેબબહાદુર બન્ને વીલે મ્હોયે અને

હાલે હાથે, અમદાવાદ પાછા ફર્યા. ઉલટો પોલિસને એમ વ્હેમ આવ્યો કે આ સધળા કારસ્તાનમાં રાયબહાદુરનો પણ હાથ છે. આથી તેમની અને લાલની પ્રત્યેક હિલચાલ ઉપર છુપી દેખરેખ રખાવી શરૂ થઈ ગઇ આ રહસ્યનો કેટલોક સત્ય ખ્યાલ તેમણે પોલિસને આપ્યો પરંતુ તેમના વચનમાં વિશ્વાસ ન ધરતાં અમદાવાદ પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબે રાયબહાદુરના પૂર્વ વૃત્તાંતની, તેમની જાગીરની અને તેમના કુટુંબ વિગેરેની વસ્તુસ્થિતિ જાણવા પણ કોનફિડેનશિયલ તપાસ ચલાવી દીધી. આ તપાસના પરિણામે તો તેમને વિશેષ વહેમ પડયો. રાયબહાદુર નોકરી છોડી ઘણા વર્ષ પૂર્વે સંન્યાસી થઇ ગયા હતા એટલીજ તેમની હકીકત મળી. ત્યાર પછીની કાંઈ પણ વિશેષ વાત તેમને ન જણાઈ, તેમ તેમને એક પુત્ર અને પુત્રી કયારે થયાં તે હકીકત કોઇજ કહી ના શકયું.

અનેક બાતમીદારો અને હોંશિયાર પોલિસનાં માણસો આ બાબતની વિશેષ તપાસમાં કામે લાગ્યાં.

ઇન્સ્પેટકર બંસીલાલ ખરેખર કંટાળી ગયા. કયારે આ બલામાંથી છુટાય એમ તે મનમાં વારંવાર વિચારતા પણ આ બલા તેમને કાંઈ એમ ઝટ છોડે એવી નહોતી.

"કેમ શું થયું ? કાંઇ વિશેષ હકીકત ? કાંઈ પત્તો !" એવા વારંવાર પૂછાતા ઉપરી તરફના પ્રશ્નોના "સાહેબ બહાદુર હજુ કાંઈ નથી." એવો નિરાશાજનક ઉત્તર આપી આપીને થાકી ગયા—અકળાઈ ગયા હતા.

"શું ધૂળ પત્તો લાગ્યો ! એવી અજબ આંટી પડી ગઈ છે કે ન છુટે ન તૂટે. કેમ ઉકેલવી તે સમજાય પણ નહીં બન્યો. આ પો-

લિસનો અવતાર. મુઇ આ અમલદારી. કુટાઇ કુટાઇને મરી ગયા—મ્હો-હીનું પાણી થઈ ગયું પણ સાળું જંપવા વારોજ નહી" ઇન્સ્પેક્ટર સાહેબ મનમાંજ બળાપો અને બડબડાટ કરી રહ્યા હતા, એવામાં ઓરડરલીએ વરધી આપી—" સાહેબ ! ટેલિફોન ઉપર હજુર શાહિબાગથી બોલાવે છે."

હજુર બોલાવે છે સાંભળતાંજ સફાળા બંસીલાલ ઉઠયા, ટેલિફોન ઉપર ગયા અને સાંભળ્યું કે—

" પેલું બીજું ધડ વગરનું માથું—શરીર વગરનું શિર પણ ઇસ્પિતાલમાંથી ઉપડી ગયુ છે "

આ સાંભળતાંજ બંસીલાલના તો જાણે મોતીઆજ મરી ગયા. તેમને એક મ્હોટો પાછો ધ્રાસકો પડયો. કોઇ સામાન્ય વ્યક્તિને તો તેજ ક્ષણે હિસ્ટરીઆ થઇ જાત પણ બંસીલાલતો એક વીર નર હોવાથી પોતાની જાતને તે સંભાળી શકયા. તોપણ તે મનમાંજ બબડવા લાગ્યાઃ—"સાળુ મરેલા શરીરનું માથુ લઇ જઇ કોણ આ નકામી વેઠ વહોરી લેતું હશે ?! પેલા રાયબહાદુરે જે હકીકત કહી છે તે જો ખરી માનીએ તો ખૂન તેર વર્ષ પહેલાં થયેલું, ખૂનીએ આ માથુ પેલી જીવતી બલા સંન્યાસિનીને આપ્યું. તેની પાસેથી ચોરાયું. પાછું પકડયું અને અમે ઇસ્પિતાલમાં મોકલ્યું. ત્યારે વડોદરામાં પેલા દાકતરની સ્ત્રીનું ખૂન થયું. તેનું શરીર અદ્ધર ઉપડયું. તેનું માથું ઇસ્પિતાલમાં ગોઠવાયું, અને પાછું તે પણ ઉડયું. આ બધી કેવી વિચિત્રતા ! વળી ત્રીજું માથું એવું છે કે જે જીવતું જાગતું છે ! એ વિશેષ નવાઈ ! નથી આ રહસ્યનો મળતો આરંભ કે નથી પમાતો અંત ! હવે તો એમ થાય છે કે બળી આ પોલીસની નોકરી ! આના કરતાં

તો સાબ્રમતિના પૂલ તળે બેસવું સારૂં ! ખાતું જ સાળુ વિચિત્ર છે. મને જ્યારે અહીં કાંઇજ સમજાતું નથી ત્યારે સવાલ રોજ એના એજ કે—"કાંઇ પત્તો—કાંઇ ખબર—તપાસ કરો—' પણ હવે તો બચ્ચા બંસીલાલ ખરે જ છે તારો મરો. આ નોકરી છોડીને કાંઇ બીજો સારો ધંધો કરો અને નૃહરિ ભગવાનનું નામ સ્મરો કે આ ભવસાગર તો તરો. નહીં તો તો પાછો આગળ પણ મ્હોટો ધરો અને ત્યાં પણ .........."

અનેક પોલિસનાં માણસો અને સાહેબ પોતે પણ આ તપાસમાં રોકાયા હતા પણ સર્વ તપાસનો બોજો બંસીલાલને માથે હતો. વળી પાછા તે વિચારમાં ને વિચારમાં ખડખડાટ હસી પડયાઃ—"પણ ધન્ય છે એ લોકોને ! સાળાઓ આબાદ રીત્યે પોતાનું કામ કર્યે જાય છે અને એક પછી એક સુકાં સુકાં અમને માર્યે જાય છે. પહેલું એક માથુ ચોર્યું. પણ તેને જીરવી ન શકાયું. પકડાઈ ગયું. અમે હાથ કર્યું. ત્યારે બીજું મુકીને બદલો કરીને પણ પાછું ઉપાડયું તો ખરૂંજ. વળી આથી પણ ન ધરાયા તે તેને પણ એટલે બીજાને પણ ઉઠાવી લેઇ ગયા. હવે મને લાગે છે કે ત્રીજા માથાનો વારો આવશે. લાલે હવે સાવધ રહેવું જ જોઇએ. રાયબહાદુરજી દમામમાં અને દમામમાં તેને સેઇ લેઇને આ બાબતની તપાસના ધાંધળમાં મચ્યા તો રહ્યા છે પણ વખતે બોરફૂટો થઇ જશે અને બીચારા બાળકનો ઘડયો લાડવો થઈ જશે. અને વગર મોતે માર્યો જશે..........."

થોડીવાર બંસીલાલ અટકી વળી પાછા બોલ્યાઃ—

" આમ આ દુષ્ટો અમને બનાવ્યે જાય છે ત્યારે પહેલે ઉપજ્યા પણ ટાલ ઉખાડી જાય એમ હમણાંમાં માર્યે જાય છે. એક

પછી એક મોચીપત્રો મળ્યેજ જાય છે. ખરેજ વખત એવો આવ્યો છે કે એક ઝોળી ભરાવી ભીખ માગી ખાવી તે સારી પણ આ પોલિસની નોકરી ભુંડી.—."

આજ વખતે એક અમલદાર ત્યાં આવ્યો. એક મ્હોટો કાગળ ઇન્સ્પેકટર સાહેબ સ્હામો ધર્યો અને તેને જોતાં જ બંસીલાલ ઉછળ્યા અને બોલ્યા:—

" હેં શું આ વળી માથું નંબર ૪ ??"

 

જેવાં એ માથાં ઈસ્પિતાલમાંથી ચોરાયાં હતાં અને જેવું માથું જીવતું જાગતું લાલનું જોવામાં આવેલું તેવાજ એક માથાનું ચિત્ર આ કાગળ ઉપર ચિત્રેલું હતું અને બીજા માથાની બરણી ઉપર થયેલી સીલમાં જે શબ્દો હતા તેજ શબ્દો આ ચિત્રમાં પણ માથા નીચે હતા. વળી એજ પ્રકારના વિખરાયલા વાળ ચહેરા ઉપર પડી રહ્યા હતા. ચહેરો પણ તેવો અને સર્વ ગળાનો ઘાટ પણ તેવોજ.

" અરે બાપુભાઈ! આ વળી ક્યાંથી લાવ્યા ?" હવાલદારને બંસીલાલે પૂછ્યું.

"સાહેબ! શહેરમાં કોઇ કોઇ ભીંતોએ આવાં ચ્હોડેલાં છે." હવાલદારે ઉત્તર આપી હકીકત જણાવી.

" પણ ચ્હોડયાં કોણે ?"

"તે કોઈ નથી જાણતું. રાતના વખતે કોઈ એ ચ્હોડ્યાં લાગે છે."

"વારુ ઠીક." બંસીલાલે હવાલદારને રજા આપી અને પાછા વિચાર વાયરે ચઢયા.

"અરે પેલી બીજી બરણીના ઉપર જે સીલમાં શબ્દો હતા તેજ શબ્દો આ ચિત્રમાં પણ છે તેનું શું કારણ ?" કારણ વિચારવા લાગ્યા, પણ જડયું નહીં. "આ તો એક પછી એક વાત વધ્યે જાય છે અને અમે વધારેને વધારે બનતા જઇએ છીએ. કોઈ બીજા હરામખોરો હોય તો તે એકાદ બે ગુન્હાનાં કામ કરે પણ પાછા લપાઈ જાય ત્યારે આ તો તેમની સેતાનિયતમાં રોજરોજ નવો ઉમેરો કરતા જ રહે છે. થાકયા, ખરેખર આ પાપોથી તો થાક્યા—અરે હાર્યા, સાડી સાત વાર હાર્યા—"

વળી આજ વખતે એક સિપાઈ સલામ ભરી આવી ઉભો. તેની પાસે એક બીડેલો કાગળ હતો. કાગળ જોતાં જ ઇન્સ્પેકટરે તેને પૂછ્યું:—કેમ ભાઇ ! તું શું વધામણી લાવ્યો છે ?"

"સાહેબ હજુરનું આ પાકીટ છે." સીપાઇએ પાકીટ ધર્યું.

મી. બંસીલાલે પાકીટ ઉઘાડીને વાંચ્યું. વડોદરા પોલિસ કમિશનરસાહેબનો તેમાં પત્ર હતો. હકીકત આ ચાલુ તપાસ સંબંધીની જ હતી. પત્ર સુપરિનટેન્ડેન્ટ સાહેબ બહાદુરના નામનો અંગ્રેજીમાં હતો અને તેમાં એવી મતલબનું લખ્યું હતું કે—

**રાયબહાદુર અને લાલના કહેવાથી જણાય છે કે—શરીર વગરના શિરને ચોરવાના કામમાં, તેને બદલે બીજું ખૂન કરી માથું અદલબદલ કરવાના કામમાં અને આ ધાંધળના પરિણામે અખુટ દ્રવ્ય પ્રાપ્ત કરવાની આશામાં જે સર્વ કારસ્તાન હાલ મચી રહ્યું છે તેમાં એક મુનશી મણિધરરાયનો મુખ્ય હાથ છે. ખંભાતના હાલના એજં-**

નામ પણ મુનશી મણિધરરાય છે અને તેજ આ હશે એમ અનુમાન થાય છે, સુરતમાં રહી તે પોતાનું કામ કર્યે જતો હોવાથી રાયબહાદુર અને લાલ સુરતમાં ગયેલા અને ત્યાં થયેલા અનુભવની મને હકીકત જણાવતાં મેં તાબડતોબ સુરત પોલિસ મારફત તપાસ કરી પણ જે મકાનમાં તે ઉતરેલ જણાવવામાં આવે છે તે મકાન હવે ઉઘાડે બાર ખાલી છે અને તેમાં હવે કોઇ ચકલુંએ નથી. મુનશી પોતાના માણસો સાથે છટક્યો છે.

આ પત્ર નીચે સાહેબ બહાદુરનો પોતાને થયેલ હુકમ નીચે પ્રમાણે ઈન્સ્પેક્ટર મી. બંસીલાલે વાંચ્યો:—

"આ બાબતમાં શું કરવું તે સંબંધી કાંઇ વિશેષ ફરમાન થઇ શકે તેમ નથી. સારૂં એજ છે કે જાતે વડોદરા અને સુરત તમારે જવું અને યોગ્ય ઉપયોગી તપાસ કરવી. કદાપિ હજી શકદારો સુરત અથવા તેની આસપાસ જ હશે વખત ન ગુમાવતાં તાકીદે લેવાયોગ્ય પગલાં ભરો."

"લ્યો! ત્યારે બચ્ચા બંસીલાલ! તૈયાર થાઓ. કાંઇ માથે આવેલી વેઠ ઉતાર્યા શિવાય ઓછા જ છટકા છે! આતો સુરત—વડોદરા જવાનું છે પણ કદાપિ જહાનમના ખાડામાં જવાનો હુકમ મળે તો ત્યાંય ગયા વગર કાંઇ ચાલશે! નોકરી પોલિસની છે. ચોવીસે કલાકની. પચીસ કલાક દિવસના છે નહીં, નહીં તો તો પચીસ ગુણની નોકરી લેવાત."—મી. બંસીલાલ બબડતા બબડતા તપાસ માટે જવાની આજ્ઞા પ્રમાણે તૈયારીઓ કરવા ઉઠયા.

ઘડિયાલ સ્હામે જોયું. ગાડી જવાને હજુ ત્રણેક કલાકની વાર હતી. આથી ઇન્સ્પેક્ટર બંસીલાલે જતા પૂર્વે પ્રથમ એકવાર સાહેબ બહાદુરની મુલાકાત કરવાનું યોગ્ય વિચાર્યું અને તે સાઇકલ ઉપર જ શાહિબાગ ચાલ્યા. પોતાનો જરૂરી સામાન બાંધીને ઓરડલીને સોંપ્યો અને 'જો વખતસર શાહીબાગથી ન અવાય તો ઓરડલીને સ્ટેશને સામાન સાથે મોકલજો' એમ ઘરમાં વરધી જતાં જતાં આપી દીધી.

 

શાહીબાગ પહોંચતાં જ સદ્‌ભાગ્યે સાહેબ બહાદુર સહજ મળી ગયા. બંસીલાલે "આ મેલમાંજ હુકમ પ્રમાણે જઉં છું" એમ હકીકત નિવેદન કરી અને સાંભળીને સાહેબ બહાદુરે હુંશીઆરીથી કામ કરવા સૂચના આપી રજા આપી દીધી.

બંસીલાલ નીકળ્યા. પરંતુ હજુ તો ગાડીની બહુ વાર હોવાથી "હું બહાર ગામ જાઉં છું અને આવતા કાલે થવાની સ્ટોર્સની કમિટીમાં હું હાજર નહીં રહી શકું" એમ હકીકત કહેવા મી. બંસીલાલ હેડકવાર્ટર્સમાં આવ્યા. સુબેદાર સાહેબને તેમને ઘેર મળી હકીકત જણાવી દરિયાખાનને માર્ગે પાછા નીકળ્યા.

ઘુમટ દેખતાં જ બંસીલાલને સંન્યાસિની સાંભરી આવી. "નક્કી મારી ઉઘાડી આંખ્યમાંજ—દેખતા ડોળામાં ધુળ નાંખીને તે સંન્યાસિની કાંઇ અજબ રીતે અદૃશ્ય થઇ ગઇ. આ ઘુમટમાંથી નાસવાનો કોઇ બીજો માર્ગ દેખાતો નથી. પણ જરૂર આ મકાનમાં, એવો કોઇ ગુપ્ત સાંકેતિક માર્ગ હોવોજ જોઇએ. નહી તો સાજુ સારૂંતરણ-મજાની કાયાવાળુ આખું ને આખું શરીર તે શી રીતે અલોપ થાય!"

વિચાર કરતા કરતા **બંસીલાલ** છેક ઘુમટે આવી પહોંચ્યા અને ત્યાં જ તાંજ જેમ રસ્તામાં જતા હોઇએ ને ફેણ માંડીને ઉભેલો સર્પ જોવામાં આવે તો જેવી સ્થિતિ થઇ જાય તેવીજ સ્થિતિ **બંસીલાલ**ની થઇ ગઇ. અદ્‌ભુત આશ્ચર્યજનક દેખાવ દેખતાં તે એટલું જ સહસા બોલી ઉઠયાંઃ—

**"અરે આતો માથું નંબર પાંચ!"**

 

જેવું માથું બરણીમાં જોયેલું તેવુંજ બરોબર માથું અહીં ઓટલા ઉપર નજરે નાંખતાં જ **બંસીલાલ**ને દેખાયું. વળી **લાલ**નું માથું પણ આ માથા જેવુંજ જણાએલું.

એટલામાં એકાએક માથું દેખાઇ અદૃસ્ય થઇ ગયું. આમાં નહોતી **બંસીલાલ**ની કાંઇ ભૂલ કે નહોતો પડયો તેમને ખોટો વ્હેમ—બરોબર ચોક્કસ માથું દેખાયું તે વાત પણ નક્કી અને અલોપ થયું તે વાત પણ સિદ્ધ!

"ત્યારે શું દાક્તરની સ્ત્રીનું—પેલા **લાલ**ની બ્હેનનું ખૂન નહીં થયુ હોય! એમ પણ કેમ ના બન્યું હોય? કે તે માત્ર ત્યાં ઘાયલ થઇ હોય!? પણ ત્યારે ત્યાં ખંડમાં ખૂન થયેલું ને કોનું? વખતે કોઇ બીજાનું હશે! તે બાઇને ત્યાંથી ઉપાડી અત્રે આણી હોયતો?! આની પણ તપાસ કરવાની જરૂર છે."

**બંસીલાલ** હરિશખાનના ઘુમટે ચઢ્યા અને પાછા તમામ ઘુમટ તપાસી વળ્યા. માળ ઉપરેય જઇ આવ્યા પણ કંઇ વિશેષ હકીકત ન જણાઇ, અરે કોઇ માણસ આ ઘુમટમાં રહેતું હોય એવું એક નિશાન સુદ્ધાંત ન જણાયું.

"ત્યારે શું મારી આંખ્યોને તો ભ્રમ નહીં થયો હોય ?! જો આ ઘુમટમાં કોઇ પણ રહેતુંજ હોય તો પછી તે જાય ક્યાં ?! નક્કી નક્કી ખાલી ભ્રમણાજ મને થઇ ગઇ. આ વાતનોજ વિચાર કરતો કરતો હું આવતો હતો એટલે દિલની વાત દર્શનમાં માત્ર દેખાઈ. એજ સત્ય. જો કોઇ બીજો આ વાત જાણશે તો મને તો નક્કી ગાંડોજ ગણી કહાડશે."

ઇન્સપેક્ટર બંસીલાલ ત્યાંથી સીધા સ્ટેશનને સીધાવ્યા અને વડોદરા તરફ વિદાય થઈ ગયા.

 

વડોદરા પહોંચતાંજ પોલિસ કમિશનર સાહેબને મળ્યા અને સર્વ હકીકત સાંભળી.

"પણ ત્યારે પછી કાંઇ મુનશીજીનો પત્તો લાગ્યો કે નહીં ?" બંસીલાલે સહજ પ્રશ્ન કર્યો.

"ના તેતો રાતોરાત અગિયાર બાગી ગયેલા. એટલે નથી મળ્યું તે ક્યાં નાઠા તેનું નામ કે નિશાન."

"કેમ સ્ટેશન ઉપરથી પણ કાંઇ પતો ના લાગ્યો."

"મને લાગે છે કે સ્ટેશન માર્ગે તે ગયેલા જ નહીં. કારણ સ્ટેશન ઉપરતો સુરત પોલિસનો એવો સારો જાપતો છે કે એક ચકલુંયે ઘુણુ છટકવા ના પામે. માટે કોઈ પગ દંડીએ જ તેતો ઉપડેલા,—અરે પણ આતો જુઓ મી. બંસીલાલ! આવી કેટલીએ છબીઓ શહેરમાં ઠેકાણે ઠેકાણે ચ્હોડાઇ છે."

જેવી શરીર વગરના શિરની છબી અમદાવાદમાં હવાલદારે રજુ કરી હતી તેવીજ એક અત્રે કમિશનર સાહેબે બંસીલાલને બતાવી

"શું અહીં પણ ચિત્રો વ્હોડાયાં છે? સાહેબ! આ કોણે વ્હોડયાં તેનો પત્તો લાગ્યો છે?"

"ના તપાસ તો બહુ કરી પણ કાંઇ હકીકત નથી મળી."

"આ આશ્ચર્યની વાત છે. આપને ત્યાં રાત્રે પોલિસ પહેરો સર્વ રસ્તાપર હોય છે કે નહીં?"

"અરે પહેરો તો અખંડ છે જ પણ રોજ અમારા જમાદારો, ફોજદારો અને ઇન્સપેકટરો સુદ્ધાંત રોનમાં નીકળે છે પણ કોઈ આનો ભેદ નથી પામી શકયા. કોઇએ કાંઇ જોયું નથી એમ સર્વ જણાવે છે. મારૂં ગાનવું એવું છે કે આ ચિત્રોનો વ્હોડનાર બહુજ હોંશિયારીથી અને કાળજીથી અંધારામાં રોનવાળા ગયા બાદ પોતાનું કામ કરી લે છે."

"આપનું કહેવું બરોબર છે. અમારે ત્યાં પણ એમજ આવાં ચિત્રો વ્હોડાય છે. મહેનત કરીને મરી ગયા પણ કાંઈ વળતું નથી. આથી મારા સાહેબે અહીં કાંઇ વિશેષ હકીકત મળે તો તે લેવા મને મોકલ્યો છે."

"પણ અહીં કાંઇ વિશેષ હકીકત મળવા સંભવ નથી." કમિશનર સાહેબે હાથ ધોયા.

નિરાશામાંજ બંસીલાલ અત્રેથી ઉઠયા અને રજા લઇ ચાલ્યા રાયબહાદુર તથા લાલ જે મકાનમાં હતા તેનો માર્ગ પકડયો.

રાયબહાદુર અને લાલ મુનશીને કેમ, કેવા કારણસર અને કેવી રીતેમળ્યા? વગેરે હકીકત જાતે જાત જાણવાનો તેમનો ઉદ્દેશ હતો.

રાયબહાદુરે ઇન્સ્પેકટરને યોગ્ય આવકાર આપ્યો અને પૂછયું:—

"કેમ કાંઈ ખુશખબર?"

"નાજી કાંઇ ખુશ ખબરતો નથી. નવી ખબરમાં એટલું જાણ્યું કે આપની અને મુનશીજીની મુલાકાત થઇ અને શરીર વગરના શિરની છબીઓ ચ્હોડાતી જોઈ."

"આપને કાંઇ આ ચિત્રો બાબત પત્તો લાગ્યો છે?"

"અરે તેની તપાસમાં તો હું અહીં આવ્યો છું. આપ કાંઈ હકીકત જાણતા હો તો જણાવો. આપણે બન્ને એકજ દિશામાં હાલતો ઘુમિયે છીએ."

"મેંય શોધ બહુ કરી પણ સર્વ મહેનત ફોકટ."

"પણ આપના ધ્યાનમાં શું આવે છે?" આ કામ કોનું હશે? શું આ પણ એ મુનશીનું તો કામ નહીં હોય?"

"પણ મને એ નથી સમજાતું કે આમ જાહેર ચિત્રો ચ્હોડી તે શું ફાયદો કાઢે?! એ લોક તો પોતાનું કામ ગુપચુપજ કર્યે જાયછે. ગુપ ચુપ રીતેજ તેમણે માથું ઉઠાવ્યું. ખૂન પણ તેમણે ગુપચુપજ કર્યું અને બન્ને લાલ અને તેની બ્હેનને પણ ગુપચુપજ લઇ જવા તે ધારતા હતા. વળી મને લાગે છે કે દાક્તરને પણ તે લોકોએ જ ક્યાંઇ ગુપચુપ છુપાવ્યા હશે તેમ મને અને લાલને પણ એવીજ રીતે ગુપચુપ ઉડાવાનું ધારેલું એટલે આ પ્રમાણે આ જાહેર હિલચાલમાં તે મુનશીનો હાથ હોય એમ મન જાણે કબુલ નથી કરતું."

"ત્યારે શું આપનું એમ માનવું છે કે આ કૃત્ય વળી કોઈ બીજાનું છે?"

"હા મને તો એમજ લાગે છે."

"પણ ત્યારે હવે શું કરવું? આપ શું હવે ધારો છો?"

"જુઓ ઇન્સ્પેક્ટર સાહેબ! હકીકત એવી છે કે—જો એ શરીર વગરનું શિર,, લાલ અને તેની બહેન હાથ આવે તોજ અન-

ગળ દ્રવ્ય મળે એમ તે મુનશીનું માનવું છે. આ શિવાય એક પાપ પણ મળે તેમ ન હોવાથી, અનેક માણસોની મદદથી તેણે માથું ઉડાવ્યું છે અને લાલની બ્હેનને પણ ક્યાંઇ ગુપચુપ દાબી છે."

"પણ ત્યારે તો તેનું ખૂન નહીં થયેલું. કારણ તેમ કરવામાં કાંઇ લાભ નથી. જો લાભ હોય તો તો ખૂન પણ કરે. પરંતુ જ્યારે આમ ગુપચુપ મેળવવાની તજવીજ કરી રહ્યા છે તો તેનું ખૂન નહીં કર્યું. હોય એવો પણ સંભવ છે ખરો."

"પણ ત્યારે અહીં ખૂન કોનું થયેલું ?"

"તમારા જમાઇનું—દાકતર વિનાયકનું."

"ને કેવી રીતે ?"

"કેમ કેવી રીતે ? દાકતર જેવા ઘેર આવ્યા તેવાજ દ્વાર બંધ જોઇને પાછળ ગયા હશે..........."

"પણ નોકરે કહ્યું નહીં હોય ?"

"નોકર કદાપિ ઉંઘતો હશે. અથવા ક્લોરોફોર્મની અસર તળે હશે. દાકતરે પાછળ જતાંજ દુષ્ટોને જોયા હશે. દાક્તરને જોતાંજ મ્હોં બંધ કરી દઇ દાક્તરને પૂરા કરી નાંખેલા અને પછી બન્ને પતિની લાશ અને પત્નીને લેઇ ન્હાસી છુટેલા."

"આપનું અનુમાન જો સત્ય હોય તો તો દાક્તરનુંજ ખૂન થયેલું અને બ્હેનને તો જીવતીજ ઉપાડેલી. કેમ ખરૂંકની ?!"

"હા, પણ એક પ્રશ્ન થાય છે કે જો તેમ બન્યું હોય તો પહેલા માથાને બદલે આ બીજું માથું હોસ્પિતાલમાં ક્યાંથી આવ્યું ? એવાં કેટલાંક માથાં એ લોકો પાસે હશે ?"

"વારૂ ઇન્સ્પેકટર સાહેબ ! એ બન્ને માથાની તસવીરો હાલ આપની પાસ છે ?"

" હા. છે. એ તો આજકાલ હું સાથેને સાથેજ રાખું છું." બંસીલાલે બન્ને છબીઓ કાઢીને રાયબહાદુરને આપી.

રાયબહાદુરે બન્ને છબીઓને ધ્યાન પૂર્વક તપાસીને કહેવા માંડયું:—"જુઓ આ બન્ને લાગે છે તો એક સરખીજ, પણ ખરી રીતે તેમ નથી. કારણ પહેલું માથું તો આજથી તેરવર્ષ પૂર્વે સદ્દગત **હરિનાથ**ની આજ્ઞાનુસાર તેમના નોકરે સંન્યાસિનીને સોંપેલું. જે માથાના ડાબા ગાલે એક તલ છે તે પ્રથમનું માથું અને તે સંન્યાસિની પાસે હતું. હવે આ બીજી છબી જનશો તો ડાબા ગાલે તલ છેજ નહીં અને જમણા ગાલે એ તલ છે. ત્યારે **લાલ**ની બ્હેનને તો જમણે કે ડાબે ગાલે તલજ નથી.

વળી તેર વર્ષ પહેલાંનું એક માથું તો છે અને તે વખતે તો આ **લાલ** કે તેની બહેનનો જન્મ પણ નહીં એટલે પ્રથમ માથું તો એમાંથી એકનું પણ નહીં જ. તેર વર્ષનું માથું હોવા છતાં તેને રસાયણિક અર્કમાં રાખેલું તેથીજ તે તાજુંને તાજું રહેલું અને તેથી પ્રથમનું માથું અને તેને બદલે ગોઠવાયલું બીજું માથું બન્ને આ **લાલ** અને તેની બહેન જેમ જોડકાં બાળકો છે તેવીજ રીતે કોઇ બે જોડકાં બાળકોનાં હોવાં જોઇએ. એક સંન્યાસિનીને આપેલું અને બીજું કોઈ બીજા પાસે હોવું જોઇએ. પણ હવે બન્ને માથાં હાથ કરવાની ધમાલ મચી રહી છે તેથી સમજાય છે કે આ માથાંજ ગુપ્ત ધન ભંડારની ચાવી રૂપ છે."

" એ કેવી રીતે ?"

" કેમ એ તો ઉઘાડીજ વાત છે. જો તેમ ના હોય તો મરનાર એક માથું સંન્યાસીને આપી જાત નહીં. અને એ લોકો તેને માટે આવી માથા ફૂટ કરે પણ નહીં."

" ખરેજ કોઇ વિચિત્ર મામલો છે. કાંઇ માથુ ને પગ હાથ-માંજ આવતા નથી. વળી અધુરામાં પુરૂ દાક્તરી તપાસ પહેલાંજ બન્ને ઉપડી ગયાં. "

" શું એમાંથી એકની પણ તપાસ થઇ નથી ? "

"ક્યાં થઇ છે?" જકારે અર્કની તપાસ થઇ રહી હતી ત્યારે પહેલી બરણી બદલાઈ અને બીજી વાર તપાસ થાય તે પહેલાં આખી બરણી જ ગેબ. જો તપાસ થઈ હોત તો એટલું એ જણાત કે ખુન ક્યારે કેટલા દિવસ પહેલાં થયેલું. પણ ત્યારે એ વાતતો નક્કીજ કે આ બીજી છબી તે લાલની બ્હેનની તો નહીંજ, "

" ના. નહીંજ, કારણ નિશાન મળતાં નથી આવતાં. લાલની બ્હેનને ગાલે તલનાં નિશાન હતાંજ નહીં. "

" હશે ખેર ! હવે જે કારણસર હું આવ્યો છું તે આપને જણાવું. મને કહેશો કે આપને મુનશીજીનો આમાં હાથ છે તેવું કેમ માલમ પડ્યું ? "

" આ પત્ર ઉપરથી, " રાયબહાદુરે પોતાની પેટીમાંથી એક પત્ર કાઢીને ઇન્સ્પેકર બંસીલાલને વાંચવા આપ્યો.

**રાયબહાદુરજી !**

**સુરત શહેરમાં ભાગાતળાવ રોડ ઉપર અને ચોકની પાસેજ એક મકાનમાં મુનશીમણિધર રાયઆવી ઉતરેલ છે. તે શરીર વિનાના શિરની સર્વ હકીકત જાણે છે. લાલ અને તેની બહેન બન્નેને હસ્તગત કરીને તે લગ્ન કરવા માગે છે. ઘણું કરી એક માથુ તેની પાસેજ છે. તેને મળવાથી કંઇક ભેદ જણાશે. પણ તેને મળતાં સા-**

વધ રહેશે. તે જેવો તેવો નથી. જરા જરામાં પણ જીવ લ્યા કરતાં પણ પાછું વાળી જુએ તેવો નથી. આપ હોંશિયારીથી ગળશો અને આપનો એકાદ હિતચિંતક તે વખતે હાજર પણ રહેશેજ. લી. એક સ્વજન.

"આપને આ પત્ર કોણે લખેલો એ કાંઈ સમજાયું છે?" ઇન્સ્પેક્ટરે પત્ર વાંચીને પૂછ્યું.

"ના બહુ વિચાર કરતાં પણ તેનું અનુમાન થઇ શકતું નથી. માત્ર એમ જાણે લાગે છે કે દેવી સંન્યાસિનીનો કોઇ શિષ્ય હોવો જોઇએ."

"સંન્યાસિની આજકાલ ક્યાં છે?"

"તે તો ખબર નથી."

"શું તે આપની ખબર નથી રાખતાં?"

"રાખતાં હોય તો તે જાણે પણ મને તો નથીજ મળ્યાં. કોઇ ખાસ સંકેતાનુસારજ તે આમ ગુપ્ત પ્રવૃતિ કરી રહ્યાં હશે, નહીં તો મળ્યા વગર ના રહે."

"શું તેમનો આ તપાસમાં હાથ છે?"

"જો કે ઉઘાડી રીતે તો નહીંજ, પણ ખરૂં કહું તો મને તો તેમણેજ આ પ્રવૃત્તિમાં જોડયો છે."

"પણ તમે કાંઈ અત્યાર સુધી કરી નથી શક્યા."

"પ્રયત્ન કરીએ છીએ."

"શું ધુળ પ્રયત્ન કરો છો! દાક્તરનું ખૂન થયું. બ્હેન દુશ્મનના હાથમાં જઈ પડી. તો પછી હવે તમે શું કરો છો પથરા! મને તો બ્હીક રહે છે કે આ લાલને પણ તમે ખોશો!"

"અરે એ વાત નક્કી જાણજો કે મારા આ લાલને તો હવે કેદ કરે એવો કોઇ જીવતો નર હું નથી જોતો અને કદાપિ બહેનને છુપાવી હશે તો તેને પણ છોડાવ્યા વિના નહીં રહું." રાયબહાદુરે પોતાનું જોર બતાવ્યું.

"તો હવે આપ શું ધાડ મારી નાંખશો?"

"પ્રથમ તો હું સંન્યાસિની દેવીને કોઇ પણ રીતે મળીશ અને તે જેમ સલાહ આપશે તે પ્રમાણે વર્તીશ."

"એ પણ ઠીક છે. પણ જુઓ ત્યારે જો કોઇ વિશેષ હકીકત જણાય તો મને જરૂર ખબર આપજો. આપણે સર્વ એક જ નાવમાં છીએ એ વાત ભૂલશો નહીં. બોલ્યું ચાલ્યું માફ કરશો. હવે હું રજા લઇશ." ઇન્સ્પેકટરે રજા લીધી.

વડોદરામાં વિશેષ કાંઈ કરવાનું ન હોવાથી બંસીલાલ સુરત ગયા, ત્યાં પણ પોલિસ સાહેબને મળ્યા, ઘણાંયે ફાંફાં માર્યા પણ અમદાવાદથી જે હકીકતના જ્ઞાન સાથે નીકળ્યા. હતા તેમાં કાંઇ પણ વધારો ન કરી શક્યા. ઉલટા લાલની બ્હેનનું ખૂન નથી થયું એ વાત નક્કી કરી આવતાં ગુંચવણમાં વધારો કરતા આવ્યા.

ન લાગ્યો દાક્તરનો પત્તો, ન મળી તેમનાં પત્નીની ભાળ, ન જણાયું નામ કે નિશાન કે મુનશીજી કયાં સહેલ કરવા ઉપડી ગયા. તેમ શરીર વગરના શિર સંબંધી પણ પરિણામમાં મીંડુજ.

જેવા ગયા હતા તેવાજ ઠાલી હાથે બંસીલાલ અમદાવાદ પાછા આવ્યા.

# પ્રકરણ ૧૧ મું.

## સાધુજીની શોધ,

શ્રદ્ધા વડે સાધુજન તર્યા, વિણ શ્રદ્ધાથી અસુરો મર્યા;
શ્રદ્ધા સર્વ વિપત્તિ હરે, રામ નામથી પત્થર તરે.

ફલતું ભાગ્ય સર્વત્ર, નહીં વિદ્યા નહીં પૌરુષ.



સંન્યાસિનીની શોધમાં ઈન્સ્પેક્ટર બંસીલાલ તો હતાજ, તેમ રાયબહાદુર પણ હવે દેવીની શોધમાં પડયા. પરંતુ આ બન્ને ઉપરાંત એક ત્રીજી વૃદ્ધ સાધુની વ્યક્તિ પણ સંન્યાસિનીની શોધખોળ કંઇ વર્ષોથી કર્યા કરતી હતી.

વૃદ્ધ સાધુ મહાત્માએ પ્રથમ તો માત્ર એટલુંજ સાંભળ્યું કે એક સંન્યાસિની તેરેક વર્ષથી એ બાળકો ફેરે છે. પણ તે કયાં છે તે જાણ્યું નાં.

તિર્થયાત્રા અને પર્યટના કરતાં સંન્યાસિની પુષ્કરક્ષેત્રે જતાં હોવાથી પ્રત્યેક કાર્તિકી અને ચૈત્રી પૂર્ણિમા ઉપર સંજોગ સાધિ મહાત્મા પણ પુષ્કર પધાર્યાં પણ વર્તમાન મળ્યા કે-સંન્યાસિની આવ્યાં

હતાં ખરાં પણ એકાએક ગાદ્ય કાંસેજ પાછાં ચાલ્યાં ગયાં. ક્યાં ગયાં તે કોઈને કહ્યા વગરજ.

સાધુ મહાત્મા આથી ઉદાસ તો થયા પણ તેમણે હિમ્મત ના ત્યજી. પાછા સ્વકાર્ય પ્રવૃત્ત થયા. ફરતા ફરતા અમદાવાદ આવી ચડયા. આ વખતે અહીં ધડ વગરના માથાની વાત ઠેરે ઠેર ચર્ચાઈ રહી હતી. મહાત્માના સાંભળવામાં આવ્યું કે, માથું ભરૂચમાંથી પોલિસે હાથ કરી અમદાવાદ લાવીને સિવિલ હૉસ્પિતાલમાં તપાસ માટે મોકલ્યું છે.

સાધુજીએ હૉસ્પિતાલની પાસેજ આવેલા હમામના રણછોડજી નજીકના ચોકમાં પોતાની ધુણી જમાવી.

એવો અદ્‌ભુત અલક મહાત્માશ્રીએ લગાવ્યો અને પ્રતાપ ફેલાવ્યો કે બેચાર રોજમાં તો માણસોની મેદિની ને મેદિની ત્યાં ભરાવા લાગી કોઈ સાક્ષાત્ ઈશ્વરે અવતાર લઈ કોઈ પુણ્ય કૃત્યનું ફળ ત્યાંના રહીશોને આપવાજ પધરામણી કરી હોય એમ માની સર્વ સાધુજીની સેવા પ્રેમ પૂર્વક કરવા લાગ્યા.

મહારાજ વચનસિધ્ધિવાળા છે એમ વાયકા ચાલી. અનેક દુઃખી જનો પોતાનો દુઃખોની મુક્તિ અર્થે ત્યાં રોદણાં રડતા અને જો કોઈના ઉપર તે પ્રસન્ન થતા તો તેજ ક્ષણે તેનું દુઃખ નિવારણ થઈ જતું. એકાદ બે અસાધ્ય રોગીઓ પણ માત્ર બેજ દિવસની તેમની વિભૂતિના પ્રતાપે સાજા થઈ ગયા અને એક ઘણા વર્ષનો આંધળો દેખતો થયો.

આવા પ્રતાપી મહાત્મા જો પરમેશ્વર તુલ્ય પુજાય તો તેમાં શું આશ્ચર્ય ! કેટલાક ભકત જન તો નિઃસ્વાર્થ બુદ્ધિથી અને આત્મ-

કલ્યાણ અર્થે જ સંત મહારાજની સેવા ઉઠાવતા; તો બીજા સ્વકાર્ય સિદ્ધિ અર્થે પણ અડગ શ્રદ્ધા ધરી તેમની કૃપા મેળવવા પ્રયાસમાં મંડયા.

સેવા કરનારા સર્વમાં ઈસ્પિતાલનો પણ એક નોકર હતો. મહાત્માશ્રીએ આ નોકર **મોહન**ને પોતાના હાથમાં ખરેખરો લીધો હતો અને એટલો વિશ્વાસ બેસાડી દીધો હતો કે મહાત્માની પ્રત્યેક વાણીને તે દેવવાણીજ સમજતો.

**મોહન** બાચારો જન્મથીજ દરિદ્રી–દુ:ખી હતો. અને તેને સારી સ્થિતિમાં આવવાની ઘણીજ ઉમેદ હતી. વાતમાંને વાતમાં મહાત્માશ્રી બોલી ગયા કે 'આ **મોહન** ઘણોજ સુપાત્ર છે અને ઇશ્વરેચ્છા તો અલ્પ સમયમાંજ કોઇ ચમત્કારી ફેરફાર તેનામાં જોવાશે.'

**મોહન** કયારે આ ફેરફાર થાય તેની રાહજ જોયા કરતો હતો. એક પ્રસંગે મહાત્માશ્રીએ તેને જણાવ્યું:–" **મોહન** ! તને શું કહું. મારી એક ચેલીનું ખૂન કોઈ દુષ્ટોયે; ઘણાં વર્ષ પૂર્વે કર્યું અને શરીર કયાંઇ વગે કરી દઇ માથું એક બરણીમાં બીડ્યું. મેં તપાસ તો કરી પણ હજી સુધી તેને સમાધિ કરવાનો પ્રસંગ નથી મળ્યો. મારો વિચાર હલ થયો છે કે તેની સમાધિ હવે કરીજ જોઇએ. મોહન મોહન ખરૂંને! કેમ શાંત થઇ ગયો. ?"

"આપ પ્રભુની મને શું આજ્ઞા આ બાબતમાં છે?" મોહને વિનયથી વિનંતિ કરી."

"બેટા મોહન! તું જાણે છે કે આ માથું હાલ તારા જ કબજામાં છે. મને તે લાવી આપ. મારો પણ જરી જો તું પ્રતાપ! જોજે ચમત્કાર, તારી સ્થિતિમાં અજબ ફેરફાર!"

"પણ પ્રભુ! જો પકડાઉં તો કેદમાં જવું પડે–." મોહને ગભરાતાં ગભરાતાં નિવેદન કર્યું.

મહાત્માએ નાકે આંગળી અડાડીને જણાવ્યું–"બેટા મોહન! એવા ગાંડા વિચાર ન કર. તારો વાંકો વાળ પણ નહીં થાય."

"ત્યારે પ્રભુ! પકડાઇશ તો મ્હોટે ઘેર નહીં જવું પડેને?"

"પ્રભુ! પ્રભુ કર! હિમ્મત ધર, જરાયે ના ડર, હોંશિયારીથી કામ કર, તારો વિજયજ છે."

"તો પ્રભુ આજ રાતેજ વાત!" મોહને જણાવી દીધું.

 

બરોબર મધ્ય રાત્રિ થઇ અને મોહન હાથમાં માથા વળી બરણી સાથે આવી ઉભો અને મહાત્મા સ્હામે મૂકીને નમન કર્યું. મહાત્માએ પ્રસાદીમાં ધુણિમાંથી ચીપીઆવતી ખેંચી કાઢી કંઇ ચળકતી વસ્તુ તેને આપી.

કોઇપણ દુષ્કર્મ કરતાં મનુષ્ય કેવું કંપે છે, કેવું ધ્રુજે છે તેનો ખ્યાલ પણ અન્યને તો નહીં આવે. તે વખતે શું થાય છે તે તો માત્ર તે કૃતિ કરનારજ જાણે છે. જીવ્હા વર્ણવવા, ભાષા ભણવા કે લેખિની લખવા સમર્થ નથી.

ઇરિવતાલમાંથી માથા સાથેની બરણી ઉપાડતાં અને ત્યારબાદ મોહનના મનની શું સ્થિતિ થઇ હતી તે તો મોહન જ માત્ર જાણતો હતો.

મહાત્માના વચનમાં સંપૂર્ણ વિશ્વાસ અને અડગ શ્રદ્ધાવાળો મોહન પ્રસાદી સાથે ઘેર તો ગયો પણ આખી રાત્રિ ઉંઘ ના આવી. પ્રભુનો આશિર્વાદ છે તેથી કાંઇ પણ નહીં થાય એમ મનમાં પાકી ખાત્રી

હતી તોપણ તે જાણે પકડાયો સપડાયો એમ ઝંખના થતી હતી અને સ્વપ્નામાં એવા દેખાવ દેખતાં તે ઝબકી ઉઠતો. એવામાં એક વિચાર તેને આવ્યો. "પ્રભુશ્રીને પોતાની ચેલીના માથાને સમાધિ આપવાની છે, પણ ખરી રીતે તો આ તે માથું ન હોય, આતો તેને બદલે આવેલું બીજુંમાથું છે. આ વાત પોતે જાણ્યા વગર નહીં રહે અને જોગુસ્સો કરી મને શાપ દેશે તો મારૂં ખેદાન મેદાન થઈ જશે. મેં તેમને પ્રથમ જણાવ્યું નહીં તેમાં મ્હોટી ભુલ કરી." તે મનમાંજ બબડયોઃ—"હે પ્રભુ હવે તો સ્હવાર ક્યારે પડે કે તમારા પગે પડીને ખરી હકીકત જણાવું, કે પહેલું માથું તો રૂ. ૧૦૦૦ રોકડા લઈને એક દેશાઈને મેં આપી દીધેલું તેને બદલે તેણે બીજું ગોઠવેલું અને તે આપને લાલ માથું છે. આમ કહી મહાત્માશ્રીની માફી મેળવીશ તોજ મને કાંઈ નહીં થાય."




અહીં મોહનના ઘેર ગયા પછી મહાત્માજી એકલા પડયા. કૃષ્ણ પક્ષની રાત્રિ હતી. પૂર્ણ અંધકાર ચારે તરફ પ્રવર્તી રહ્યો હતો. સમગ્ર જગત શાંત હતું. એક ચકલું પણ આ વખતે, ત્યાં ફરકતું નહોતું.

મહાત્માએ પોતાની ધુણી જરા ચેતાવી. માથા વાળી બરણીના ઉપર એક કામળો ઢાંકી એવી રીતે સ્હામે ગોઠવી કે માત્ર તે પોતે અજવાળાના પ્રકાશે બરણીનું માથું બરોબર જોઈ શકે.

મહાત્મા માથું જોવા લાગ્યા. એવીજ બરણી અને એવોજ ચ્હેરો. મહાત્માને તો ખ્યાલ પણ ક્યાંથી આવે કે આ માથું તે શોધે છે તે નહીં ?

"આટલા દિવસે અને આટલી મહેનતે પણ મહેનત બર આવી ખરી? જે પ્રતિજ્ઞા લીધેલી તે પૂર્ણ કરવાનો હવે પ્રસંગ મ-સશે ખરો, હવે માત્ર તે બન્નેનો પત્તો લાગે એટલે કામ પાર."

ધુણી જરા વિશેષ ચેતી ગઈ. કામળને હમણાં ઝડપશે એમ મહાત્માને લાગ્યું. કામળ ખસેડતાં તે સરી પડયો અને મહાત્મા ચમકી બોલ્યા:—"હેં આ શું? '**આ માથું તો નહીં!**"

કંપતે હાથે સાધુજીએ ધુણી બુજાવી નાંખી. માથાવાળી બરણી ને કામળમાં લપેટી પોતાના બીજા આસન સાથે મૂકી દીધી અને મનમાં જ બબડતા રહ્યા:—"કરી કરાવી સર્વ મહેનત માટીમાં મળી ગઈ. આ માથું તે અસલ માથું નહીં. અસલ માથુ ચોરાયું અને આ માથું તેને બદલે મુકાયું. વળી પાછું ધુણી ચેતાવી મહાત્માએ એકવાર માથું ધારીને જોયું અને કહેવા માંડયું:—

"સંન્યાસિની પાસે હતું તે આ તો નહીં જ, આતો પેલુ બીજું લાગે છે. સંન્યાસિની પાસેથી માથું ચોર્યું પણ પાછું પકડાયું તેથી આ બીજુ ઇસ્પિતાલમાં ગોઠવી ખરૂં મુદ્દાવાળુ પાછું હાથ કરી લીધું. તો હવે બધી મહેનત પાણીમાંજ... ...............

મહાત્માશ્રીકાંઈ ઉંડા વિચારમાં પડી ગયા, પાછા વિચરોદધિના તા-રંગોએ ઉછાળવા લાગ્યા. "નક્કી કોઈ આ દ્રવ્ય ઉપર તરાપ મા-રવા ધારે છે. માથું હાથમાં કરી લીધું અને બન્ને બાળકો પણ જો

હાથમાં કરી લીધાં હશે તો થઇ રહ્યું. અરે હું જે વચ્ચે બિમાર પડી ગયો, તેમ ના થયું હોત તો આમ ન બનતા. પણ ત્યારે આ કામ કોનું હશે !? મારા શિવાય અને **રામદાસજી** મહાત્મા શિવાય બીજું કોઇ આ વાત નથી જાણતું. હા, વખતે પેલો મુનશી તે વખતે ત્યાં હતો. તેણે હકીકત જાણી હોય તો પ્રભુને માલમ! તો શું તેનો તો આ લક્ષ્મી હાથ કરવાનો યત્ન નહીં હોય ? હવે આ માથું કોણ લઇ ગયું તે પણ મારે, શોધી કાઢવુંજ જોઇએ.

આ પ્રમાણે વિચારમાંને વિચારમાં મહાત્માશ્રીની પણ આખી રાત્રી અજંપામાં ગઇ.

 

પ્રાતઃકાળ થવાને તો હજુ વાર હતી; તોપણ **મોહન** તો ક્યારનોએ ઉઠયો હતો. નાહી ધોઇ પરવારીને બ્હીતો બ્હીતો મહાત્માશ્રી પાસે આવ્યો, સાષ્ટાંગ કર્યા, મહાત્માશ્રીની આંખ્યો: કરડી દીઠી આથી ધીલું મ્હોં રાખીને કહેવા લાગ્યો:-

" પ્રભુ ! મને ક્ષમા કરો. મારો અપરાધ માફ કરો મારી મ્હોટી ભૂલ થઇ ગઇ."

" તેં એટલો બધો અપરાધ કર્યો છે કે તારે બદલે જો કોઇ બીજો હોતતો તેને બાળીને ભસ્મ કરી નાંખત પણ **મોહન**! તું જીવતો રહ્યો છું તે જ તારૂં ભાગ્ય સમજ, બોલ—આ શું બન્યું ? કેમ રીતે બન્યું ! "

**મોહને** પહેલું માથું રૂ. ૧૦૦૦ માં વેચ્યાની સત્ય હકીકત પ્રભુશ્રીને નિવેદન કરી દીધી અને ફરી ભભાર ક્ષમા આપવા માટે સાષ્ટાંગ કર્યા.

"તેં જેને માથું આપ્યું તેનું નામ શું !"

"કૃપાનાથ ! મેં નહીં પૂછેલું !"

"તેનું વતન ક્યાં !"

"તે પણ પ્રભુ ! હું નથી જાણતો. મારી મુલાકાત તો આ ગામના રણછોડજીમાંજ થયેલી."

"હશે ખેર ! મોહન જે થયું તે થયું. પણ હવે કોઇ સાધુ સંત સાથે આમ ન કરતો નહીં તો નુકશાનમાં આવી પડીશ. જા હવે સુખેથી હસ્પિતાલમાં જા અને નોકરી કર."

મ્હોતની અણીએથી છુટયો હોય એમ હરખાતો મોહન વળી એકવાર ખરા અંતઃકરણ પૂર્વક સાષ્ટાંગ કરી, આશિર્વાદ મેળવી, પોતાની નોકરીએ ચ્હડવા હસ્પિતાલમાં ગયો.

સ્હવારમાં માથુ ઉપડી ગયાની વાત બહાર તો પડી પણ હસ્પિતાલમાં કાંઇ એકલો મોહનજ નોકર નહોતો. વળી તે તો જુનો વિશ્વાસુ હતો આથી તેને કંઇની આંચ પણ ના આવી.

માથું કેવી રીતે ઉડયું તે વાત અંધારામાંજ રહી અહીં મહાત્માશ્રીએ પોતાને મળેલું માથું પોતાની પાસેજ રાખ્યું અને બીજેજ દિવસે પોતાનો ડેરો ઉપાડયો

રમતારામ મહાત્મા ક્યા દેશમાં રમણ કરી ગયા તે કોઇ જાણવા પણ ના પામ્યું.

એક પછી એક આણંદ, વડોદરા, સુરત, ભરૂચ વગેરે સર્વ સ્થળે ફરી વળ્યા અને અત્યાર સુધીમાં બનેલી સર્વ હકીકત જાણીલીધી.

હવે તો કોઇ પણ રીતે તેમણે દિવ્યરંભા દેવીને મળવાનું

ધાર્યું. તેમનો તો કાંઈ પત્તોજ નહોતો, આથી એક વિચાર મનમાંજ ઘડી કાઢયો.

મહાત્માશ્રી ચિત્રકારનું કામ ઘણુંજ સારૂં કરી જાણતા હતા. તેમાં પણ નકલ કરવામાં તો તે એક એકો હતા. તેમણે જે પ્રમાણે શરીર વગરનું શિર હતું તેનાજ જેવાં અનેક ચિત્રો ચીતરી કાઢયાં, અને આજ અમદાવાદ તો કાલે વડોદરા, ને બે દિવસ પછી સુરત અને ભરૂચમાં એમ દરેક ઠેકાણે સ્થળેસ્થળે ઘણીજ હોંશિયારીથી અને સાવધાનતાપૂર્વક ચ્હોડી કાઢયાં.

આ ચિત્રો ચ્હોડવામાં મહાત્માનો ઉદ્દેશ એજ હતો કે "દાક્તર વિનાયકરાય, બન્ને બાળકો તેમજ દેવીશ્રી આ ચિત્રોને જોતાં જ સમજશે કે આ ચ્હોડનાર આ વિષયનો કોઇ ભેદુજ છે અને તેમ ધારીને તે કોણ? તેની તપાસ કરશેજ. તે મારી શોધમાં અને હું તેની શોધમાં એમ ક્યાંઈ ને ક્યાંઇ ભેગા થઈ જઇશું.

વળી પ્રતિપક્ષીઓ પણ આ બાબતની તપાસ કરશે. આથી તે પણ કોણ છે તે જણાઈ આવશે અને જો બાળકો તેમના સપાટામાં સપડાયાં હશે તો તે જણાશે અને તેમને મુક્ત કરવાની તજવીજ થઈ શકશે."

ધાર્યા પ્રમાણે પરિણામ પણ આવ્યું. પોલિસ આ ચિત્રો ચ્હોડનારની શોધ જીવતોડ મહેનત લઈ કરવા લાગી. મહાત્માશ્રીએ આ સર્વ જાણ્યું. તેતો નિર્ભયતાથી આ ચિત્રો જ્યાં ત્યાં ચ્હોડાયલાં જોતા મનમાંજ મલકાતા અને અનેક ચેષ્ટાઓ કરતા પોતાના કાર્યમાં પ્રવૃત્ત રહ્યા.

અહીં ઇન્સ્પેકટર **બંસીલાલ** જે પોતાના કાર્યમાં કદિ પણ પાછું કરી પાછા નહીં પડેલા તે આ શરીર વગરના શિરની બાબતમાં કાંઇ પણ કરી શકયા નહીં. આથી ઉપરીઓના ઠપકા ઉપરા ઉપરી આવવા લાગ્યા. એ માથાં અદ્રશ્ય થઇ ગયાં. વિનાયકરાય અને તેમનાં પત્નીનો પત્તોજ નહીં અને મુનશી પણ ઉપડી ગયા છતાં કોઇનો કાંઇપણ ભેદ તે મેળવી ન શક્યા તેથી તેમને તો તેમના જીવન પર પણ કંટાળો છુટયો.

અંતમાં તેમણે એજ નિશ્ચય કર્યો કે આ સર્વ ઉપાધિનું મૂળ પાત્ર સંન્યાસિનીજ છે. જો તેજ આ! સર્વના કારણરૂપ ન હોય તો તેણે આમ ગુમ રહેવાનું શું કારણ ? !

એજ એજ સંન્યાસિની આમ ગુમ રહી દ્રવ્ય પ્રાપ્તિ માટે મથતી હોય તો તેમાં શું નવાઇ! શાસ્ત્રમાં સત્યજ કહ્યું છે કે સ્ત્રીનો કદાપિ પણ વિશ્વાસ ન કરવો. ભલે ને તે સ્ત્રી સંન્યાસિની હોય તોપણ તેથી શું થયું !

સંન્યાસિની માટે બહુએ શોધ ખોળ ચારે દિશામાં ઇન્સ્પેકટરે કરી પણ કાંઇ પણ પરિણામ વગરજ. સર્વ સ્થળે તપાસ કરતાં એજ ઉત્તર મળતો કે અહીં તો સંન્યાસિની નથી આવ્યાં.

તોપણ બંસીલાલના મનમાં તો સદા સર્વદા એ સંન્યાસિની અને દાક્તર વિનાયકરાય તથા બે બાળકોનીજ મૂર્તિઓ રમ્યા કરતી હતી. રાત્રિ, દિવસ, ગમે તે વખતે બંસીલાલ પંડે એકલા પણ આ બાળકની તપાસમાં નીકળી પડતા.

આસરે નવેક વાગ્યાનો વખત હતો. આ વખતે ઇન્સ્પેકટર સાહેબ રાઉન્ડમાં ફરી રહ્યા હતા. એકાએક તેમના જોવામાં એક સાધુ

દિવાલ ઉપરનું ચિત્ર જાણે જોતો હોય તેમ જણાયો. બંસીલાલ ઉતાવળા પગે તેના ઉપર જઇ ઉભા અને પોતાના ફાનસનું અજવાળું સાધુના મ્હોં ઉપર રાખી પૂછ્યું:—

"કેમ રે આ વખતે અહીં શું જુઓ છો?"

"આ ચિત્ર સાહેબ!"

"એમાં જોવાનું શું છે?"

"કેમ સાહેબ! જોવાય નહીં. જોવામાં શું વાધો?"

"પણ હું તો એજ પૂછું છું કે તમે શા હેતુથી જુઓ છો."

"માત્ર જોવાની ખાતરજ. લોકો આવા ચિત્રોની વાતો આજ કાલ કરી રહ્યા છે તેથી મને તે જોવાનું મન થયું."

"તમે જ્યારે આવા અસુરા વખતે આ ચિત્ર આમ ધ્યાન પૂર્વક જુઓ છો તો નક્કી એમ સમજાય છે કે તમે કોઇ ભેદુ છો. ચાલો મારી સાથે. ત્યાં જે કહેવું હોય તે કહેજો."

"પણ હું તો કાંઈ જાણતોએ નથી અને મારે કાંઈ કહેવાનું પણ નથી. માત્ર એટલું જ કે આવું ચિત્ર મેં એક સંન્યાસિની પાસે પહેલાં જોયું હતું."

"વારૂ પછી બીજું શું જાણો છો?"

"બીજું તો કંઇ નથી જાણતો સાહેબ!"

"ઠીક, ઠીક, આવો મારી સાથે આવો."

"હાજી, ચાલો, શા માટે નહીં."

સાધુજીએ ઇન્સપેક્ટર બંસીલાલની પાછળ પાછળ ચાલવા માંડયું.

"નહીં, નહીં. એમ નહીં ચાલે, આગળ થાઓ, પાછળથી પલાયન કરવું છે કે શું?"

"ના, સાહેબ, એવું તે થાય?"

" હવે જાણ્યું એ તો. બહુ પતરાજી ના કરો. હું જાણું છું કે તમે પેલા મુનશી મણિધરરાયના ભેદુ છો."

" નહીં સાહેબ."

" બસ જીભ બંધ કરો."

" હા. સાહેબ."

આમ વાત કરતા કરતા તેઓ ધીમે ધીમે ચાલ્યા જતા હતા. એવામાં બંસીલાલ ચમક્યા અને બોલી ઉઠયાઃ—

" **ઓહો સંન્યાસિની!** "

સંન્યાસિનીનાં પુનઃ બંસીલાલને અત્યારે દર્શન થયાં. તે અત્યારે કાંઇ તે પૂર્વના પોશાકમાં નહોતાં તોપણ બંસીલાલે પોતાના ફાનસના પ્રકાશે બરોબર ઓળખી કાઢયાં. સાધુ મહાત્મા પોતાની સાથે આવે છે કે નહીં તેનું ભાન પણ તેમને ન રહ્યું. ઉતાવળે પગલે સંન્યાસિનીને પકડવા તે દોડયા.

દેવી દિવ્યરંભા પણ બંસીલાલને જોતાંજ ઉતાવળે પગલે આગળ વધ્યાં.

લાગ જોઇ સાધુજી સરકી ગયા.

આગળ સંન્યાસિની દેવી અને પાછળ બંસીલાલ બન્ને પૂર વેગમાં હતાં. લાંબો માર્ગ એટલો ટુંકો થઇ ગયો કે કોઇને ખ્યાલ સરખો ન રહ્યો.

પાછા ઇન્સ્પેક્ટર બંસીલાલ એકવાર ઠગાયા, જોત જોતામાં દેવી અદ્રસ્ય થઇ ગયાં. ફાનસનો પ્રકાશ ઠેરવી ફેરવીને ઘણીએ શોધ કરતાં પણ હાથ ન આવ્યાં.

હવે બંસીલાલને યાદ આવ્યું કે આમથી સંન્યાસિની પણ સટકી ગઇ અને આમથી પેલો સાધુ પણ આબાદ છટકયો. જોરથી બંસીલાલે પોતાની વ્હીસલ–સીસોટી બજાવી. દોડતા બે સીપાઇઓ થોડી વારે ત્યાં હાજર થઈ ગયા.

" અરે જુઓ, જુઓ, મ્હેં એક સાધુને પકડયો હતો તે અંધારામાં આટલામાં જ કંઇ ખસી જઇને ભરાઈ ગયો છે. તેને શોધી કાઢો. "

ઇન્સ્પેકટર સાહેબ હુકમ આપતા હતા, તે વખતે બીજું પણ એક સીપાઇનું ટોળું સીસોટી સાંભળીને દોડતું આવી પહોંચ્યું.

કેટલાક સાધુની શોધમાં પડયા અને ઇન્સ્પેકટર સાહેબ કેટલાક પોતાની વિશેષ ખાત્રી કરવા વળી ઘુમટને તપાસવા લાગ્યા.

બે એક કલાક ખાલી ધમાધમ થઇ, પણ ન મળ્યાં સંન્યાસિની કે ન લાગ્યો સાધુનો પતો. સર્વ નિરાશ થઈ પાછા વળ્યા.

સર્વ ગયા પછી આશરે અડધા કલાકને સુમારે સાધુ મહાત્મા પાછા ઘુમટે આવી ચઢયા. ઘુમટમાં તો અંધકાર એટલો બધો હતો કે આંખ્યો જરા પણ કામ કરી ન શકે.

સાધુએ પોતાની પાસેથી પેટી કહાડી દિવાસળી સળગાવી. તે જ વખતે એકાએક પાસેની દિવાલ એક પડદાની પેઠે ખસી ગઇ. પવનથી દીવાસળી ઓલવાઈ ગઇ. કોઇએ એટલા જોરથી સાધુજીને અંદર ખેંચ્યા કે તે પડતાં પડતાં રહી ગયા.

દિવાલ જેમની તેમ પૂર્વવત્ બીડાઈ ગઇ.

---

# પ્રકરણ ૧૨ મું.

## આશા ઉડી ગઇ.

ફલતી નહીં કો કાલ દુરાશા,
ખોટી આશા એજ નિરાશા.



ચંદીસર–ચિત્રાસર નામના એક ન્હાના ગામડામાં મુનશી મણિધરરાયજીના બે અનુસંગીઓ, હિમ્મત અને અડબંગ લગભગ મધ્ય રાત્રિના સમયે આંગણામાં પડેલી એક મ્હોટી પેટીને એક ઘરમાં લઇ જવાને યત્ન સેવી રહ્યા હતા.

પેટી ગુડ્સ ટ્રેન દ્વારા ( આગગાડીને મારફતે ) સાબરમતી–અમદાવાદથી ચ્હડાવી ધોળકા સ્ટેશને ઉતારવામાં આવી હતી. પેટીમાં તાંબા પીતળનાં વાસણો છે એમ તેને ચ્હોડેલું લેબલ દર્શાવતું હતું. ધોળકાથી ગાડામાં પેટીને લાવીને બપોરના આંગણામાં રાખવામાં આવી હતી. અને અત્યારે રાત્રિ થતાં તેને મકાનમાં લેવા હિમ્મત અને અડબંગ મથી રહ્યા હતા.

જેમ તેમ કરી પેટીને અંદર લેવામાં આવી. મકાનમાં મુનશીજી પોતે, કારભારી દલીચંદ અને જગો પણ હતા.

પેટી અંદર આવતાંજ કારભારી દલીચંદ બોલી ઉઠયા–" હવે નકામો વિલંબ કરી વખત ગુમાવવા જેવું નથી. પેટીને ઉઘાડી અંદરથી મુદ્દો બહાર કાઢી, તે લઈને મુનશી સાહેબ ! આપ, અને હું બન્નેએ રાતો રાત જ અત્રેથી વિદાય થઈ જવું વધારે સારૂં છે. આ અડબંગ પણ આપણી સાથે આવશે. તે મુદ્દાને ઉચકશે. બોથાં અને જંગલમાં થઈને જતાં હરકત નહીં નડે અને પછી આપણે ઠેકાણે પહોચી ગયા એટલે બસ ફતેહ! વળી જુઓ તમે હિમ્મત અને જગો બન્ને વડોદરા ઉપડો અને કોઈ રીતે પેલા લાલને હાથ કરો. "

" પણ મને તો જોતાં જ તે ઓળખશે. " હિમ્મતે કહ્યું.

" શું કપાળ ઓળખશે ! જગો સાથે છે કની ! વે એવો બનાવશે કે લાલ, પુલિસ, કે પુલિસનો બાપ પણ નહીં ઓળખી શકે. "

"અરે પોલિસ તો બીચારી વસનજી બાઇલાલને આ છેડેથી બીજા છેડાસુધી શોધતી જ ફરે છે તો ! પણ હજી સુધી તો તે નથી તેમના હાથમાં આવ્યો. સહુના દેખતા ડોળામાં ધુળ નાખીને ઇસ્પિતાલમાંથી અહીં સુધી માથું બદલી લાવ્યો પણ કોઇએ ન જાણ્યું. " હિમ્મત તારૂ નામ હિમ્મત હોવા છતાં આમ નકામો નાહિમ્મત શું બની જાય છે. હું સાથે છું ને ! છોને પોલિસનો બાપ આવતો પણ તમારા કોઇથી જે ન બન્યું તે હું કરૂં છું કે નહીં ! આખો અને આખો લાલને અધ્ધર ઉપાડી લાવું ત્યારે જ હું જગો ! "

"પણ તે લોક હવે વડોદરામાં નહીં હોય તો ?"

"તો વડોદરામાં શું મુંડ માંડયું છે. જ્યાં હશે ત્યાં જઇશું."

દલીચંદ અત્યાર સુધી મૌનને સેવતો બેઠો હતો તે હવે બોલી ઉઠયો :—"હિમત તું તો એવોને એવો જ બેવકુફ રહ્યો. જગો સાથે છે પછી આમ ગલ્લાં તલ્લાં કરી ત્રણ પાંચ શેનો કર્યા કરે છે ! આપણે તે કામ કરવું છે કે ખાલી તાણા તાણ ! જો જગા ! હોંશીઆરીથી કામ કરજે. કદાપિ તે કોઇ રીતે પણ હાથમાં નાજ આવે તો પછી તેની બહેનની વલે તેવીજ તેની પણ..."

"શું એની બહેનનું જરૂર ખૂન થયું છે ?"

"એ તો ઉઘાડું જ છે. કેમકે બીજાઓ પણ આ બાબતમાં ભળ્યા છે."

"એ કોણ વારૂ !" હિમ્મત પાછો બોલ્યો.

"હવે તું મુંગો મરીશ !" દલીચંદે અડાવવા માંડયો–"આ મુરખ સાથે માથાકુટ શી ! તારી સાથે કોણ લમણા ઝીક કરે ? એટલુંએ નથી સમજતો કે જેણે આ ઠેરે ઠેર ચિત્રો ચ્હોડવા માંડયાં છે તેણે ઇસ્પિતાલમાંથી માથું ઉપાડયું છે. અને વખતે તે બીજી પણ નવા જુની કરે. પણ જગાભાઇ ! એ સાલાઓને એમ કદાપિ ખબરે નહીં હોય કે અસલ માથું તો ક્યારનુંએ ઠેકાણે પડી ગયું છે."

"પણ આ અહીં આવ્યું તેજ અસલ માથું શાથી કહેવાય?" વચમાં પ્રશ્ન થયો.

"અરે તે તો હું કહું." મુનશીજી બોલ્યા, "મેં કંઇ વાર તમો લોકને નથી કહ્યું કે સરકારને હરિનાથ પર પૂરો વિશ્વાસ

હતો આથી તમામ દોલત તેને સોંપી હતી. હરિનાથે તમામ **દોલત** કોઇ ગુપ્ત સ્થળે સંતાડી દીધી. નવા સરકારને આ વાત **હરિનાથે** જાહેર જ ન કરી; કારણ એમનું ધારવું એવું કે કદાપિ જૂના **સરકાર** પાછા ફરે તો તમામ માલમતા પાછી સોંપવાની."

"ત્યારે આ દોલતની ખબર બીજા કોઇને પણ નથી ?"

"ના, નહીં જ. જુના સરકાર પાછા આવ્યા નહીં અને પછી તો હરિનાથજી ઉપર આવી પડી. આ વખતે તેમણે પોતાની સગર્ભા સ્ત્રીને સંન્યાસિનીને સોંપેલી અને માથું પણ આપેલું. મેં તો પેલા સાધુ રામદાસજીને તેમણે હકીકત કહી તેથી જ જાણ્યું

"પણ ત્યારે તો તમે જાણતાજ હશો કે દોલત ક્યાં છે? કારણ તમે હકીકત સાંભળી છે."

"હા. હું તે વખતે પાસેની કોટડીમાં જ હતો; પરંતુ દોલત ક્યાં છે તે વાત તો રામદાસજી પોતે પણ નથી જાણતા. મરનાર હરિનાથે એટલું જ જણાવેલું કે તેમની સગર્ભા સ્ત્રીને સંન્યાસિનીને સોંપી છે; અને એક બરણીમાં રાખેલું માથું પણ આપ્યું છે. આજે માથું આપણી પાસે આવ્યુ તે જ સર્વ ખજાનાની ચાવીરૂપ છે" મુનશીજી મનમાં જ મલકાયા.

"પણ ત્યારે બીજું માથું છે એ વાત તમે શીરીતે જાણી ?"

"હા. તેપણ મરનારના જ કહેવાથી. મરતાં મરતાં તે પણ કહેલું કે 'ખંભાતમાં **આત્મારામ** નામનો એક કારીગર છે, તેની પાસે આ માથા જેવું જ એક બીજું માથું પણ છે અને તેને મેળવતાંજ સર્વ હકીકત સમજાય તેમ છે.' આ મરનારના છેવટના શબ્દો હતા."

" પણ મરનારના નોકરનું પછી શું થયું ?"

"નોકરે પછી હરિનાથની સ્ત્રીની શોધ કરવા માંડી અને રામદાસને આવીને જણાવ્યું કે તે મરી ગઈ. મરતા પૂર્વે એ બાળકીઓને જન્મ આપ્યો છે અને તે બન્ને બાળકો એક સંન્યાસિનીના કબજામાં છે. સંન્યાસિની ક્યાં છે તે ખબર નથી પડતી."

" ત્યારે આ તપાસનું કામ પછી તમને સરકારે સોંપેલું કે રામદાસજીએ ?"

" જુઓ. તમે લોક તો મારા જીવરૂપ છો. ખરી રીતે તો નહીં સોંપેલું રામદાસે કે નહીં સોંપેલું સરકારે; પણ પોતાના સ્વાર્થેજ તે કામ મેં માથે ઉપાડેલું. સરકારને પણ મેંજ મેળવી લીધા અને આત્મારામ પાસેથી પણ પેલું બીજું માથું હરેક ઉપાયે મેળવ્યું. પછી તો તમે લોક મને મળી ગયા અને પછીની વાત તો તમે જાણો છો."

" પણ ત્યારે આ બન્ને માથાં છે કોનાં ?"

" એ મને નથી ખબર."

" પણ તમારે અને કારિગરને વાત નહીં થયેલી ?"

" કંઈ થયેલી, કંઈ નહિ થયેલી. થયેલી તે એવી જ થયેલી... અરે લ્યોને ખરૂં જ કહી દઉં કે આ બીજું માથું પણ ખરૂં પૂછો તો આત્મારામ ના જાણે તેમજ ઉડાવેલું એટલે વધારે વાત શાની થાય?"

રાતની રાતમાં જ સર્વ કામ આટોપવાનું એટલે હવે વખત ખોવા જેવું નહોતું. હિમ્મત અને જગાને તો ધોળકે પહોંચી સવારની ગાડી પકડવાની એટલે તે ઉઠયા; પણ જતાં જતાં પ્રશ્ન કર્યો:-
" પણ હેં સાબ ! આ માથાથી કેટલું ધન મળશે વારૂ ?"

"તે તો કેમ કહી શકાય?" મુનશીજીએ ઉત્તર આપતાં જણાવ્યું. પણ રામદાસજી એમ કહેતા હતા કે:—"માથું અને બન્ને છોડીઓને લાવશો એટલે સર્વ વાત જણાશે."

"રામદાસજીને હકીકત ખબર હશે!"

"વખતે હોય પણ ખરી ને ના પણ હોય. કેમ કહી શકાય?"

"પણ એક બાળકી તો મારી ગઈ છે અને કદાપિ બીજી ના જ મળે તો શું ઉપાય?"

"તો પછી કહેવું પડશે કે માથું છે અને બાળકીઓ તો બન્ને મરી ગઈ."

"જુઓ હિમ્મત! જુઓ જગાભાઇ!" દલીચંદે વચ્ચે કહેવા માંડયું:—"જરાએ ફિકર કે ચિંતા ના કરશો. હું સાથેનો સાથે જ છું. તમારો ભાગ કોઇ રીતે નહીં જાય. એક પાઇએ પાઈનો હિસ્સો મળશે."

"ના, ના. તેનો તો અમને બરાંસો જ છે." જગાએ જણાવ્યું. "જુઓ હવે અમે રજા લઇએ છીએ; કારણ ગાડી પકડવાની છે. પરમેશ્વર કરશે તો કામ કરીને જ આવી પહોંચીશું."

જગો અને હિમ્મત ધોળકા જવા રવાના થયા. તેમના ગયા પછી મુનશીજી અને દલીચંદ પણ પેલા શરીર વગરના શિરની પરણીને એક લુગડામાં લપેટી અડબંગના માથા ઉપર મૂકી રાતમાં ને રાતમાં જ પ્રસ્થાન કરી ગયા.

રાત્રિના બાર વાગ્યા હશે એટલે ન કોઇ તેમને રોકનાર મળ્યું કે ન મળ્યું કોઇ પૂછનાર.

મુનશીજી દલીચંદ અને અડબંગ ત્રણેય ચૂપચાપ ચાલ્યા જતા હતા. જો કે ત્રણેયના મનમાં કાંઈ કાંઇ ઉથલપાથલ થયે જતી હતી

અને ત્રણેયની છાતી ધબકતી હતી તોપણ આખરે મહા પ્રયાસે પણ મહેનત બર આવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો એ વાત સ્મરણમાં આવતાં ત્રણેયનાં હઇડાં હરખાતાં.

જવાનો માર્ગ ચિત્રાસર ચંદીસરનાં વિકટ ભાથા જંગલમાં થઇને હતો. આગળ મુનશીજી, વચમાં અડબંગ અને પાછળ દલીચંદ એમ ત્રણેય માર્ગ કાપતા આ જંગલના રસ્તામાં થઇને ચાલ્યા જતા હતા.

બર જંગલમાં ચાલતાં આગતાં "ઓ બાપરે" કહી અડબંગ એક પોકારનો ધ્વનિ કરી કુદયો. સાથે જ એક પિસ્તોલનો અવાજ થયો. મુનશીજી અને દલીચંદ પણએકદમ કૂદયા અને છેટે જઇ ઉભા.

"અરે મરી ગયોરે બાપ! કોઇ બચાવોરે બચાવો." એમ કોકાહગાર કાઢતો અડબંગ ત્યાંથી નાઠો અને કયાંઇ ભરાઈ ગયો. પિસ્તોલ ફુટી તેની ધુણી ત્યાં ઉડતી જ રહી.

મુનસીજી અને દલીચંદ પણ ખરેખરા ગભરાયા. તેમના હાંજા નરમ પડી ગયા.આ શું થયું તે પણ ન સમજાયું, એ તો બન્ને બાઘા ચકવા જેવા બનેલા ત્યાં જોતા જ ઉભા.

થોડીક પળ પછી દલીચંદના મ્હોમાંથી શબ્દો નીકળ્યાઃ—"અરે હરામખોર! નિમકહરામ—વિશ્વાસઘાતી! પિસ્તોલ પોતેજ ફોડી અને પાછો ઢોંગ કરી બુમો પાડતો ખરણી લેઇને નાઠો."

મુનશી પણ દલીચંદના બોલવાથી સાવધ થયા. તે પણ હવે દાંત કચકતા કહેવા લાગ્યાઃ—"આ સઘળું કારસ્તાન પેલા અક્કરમી હિમ્મતાનું. તે જ આ પાપી ચંડાળને લાવેલો."

"પણ હવે વખત ગુમાવવો તે ઠીક નથી. કંઈ તે દૂર નહિ

ગયો હોય, આટલામાં જ તે હશે. ચાલો, દોડો પકડી પાડીએ. સાળો ક્યાં જવાનો છે?"

બન્ને જણા અડબંગને પકડવા દોડયા, આગળ દલીચંદ અને પાછળ મુનશીજી. બન્ને બાજુ મ્હોટા પહાડ જેવા ટેકરા અને આજુ બાજુ અનેક નેળો, અને ખાડા ટેકરાઓ! આખો હાથી હજમ થઈ જાય એવાં કોતરો! તેમાં એક માણસ ક્યાં ભરાયો તે કેમ જણાય? તેને કેમ પકડાય?

દોડી દોડીને શોધી શોધીને બન્ને થાકી ગયા પણ અડબંગનો પત્તો ના મળ્યો. સર્વ આશા ઉડી ગઇ. બન્ને હાથ ઘસતાજ રહ્યા. સાથે વર્ષનો આવરદા આજે જ પૂરો થઈ ગયો.

એમ કરતાં કરતાં પ્હો ફાટયો, પૂર્વ દિશામાં અજવાળાનો પ્રકાશ જણાયો, તારાઓ અળપાયા, ખગરવો થવા લાગ્યા.

હવે નિર્ભય થયેલો અડબંગ એક કોતરમાંથી નીકળ્યો, માથા ઉપરના બનાવટી વાળને અને બનાવટી દાઢી હતી તેને ખેંચી કાઢી ફેંકી દીધાં. પોતાનાં પહેરેલાં ઉપરનાં કપડાં પણ ઉતારી આમ તેમ જંગલમાં ફેંક્યાં અને પોતાના અસલ સ્વરૂપમાં નિર્ભયતાથી સડસડાટ માર્ગ કાપવા લાગ્યો.

સ્હવાર થઈ ગયું હતું, રસ્તામાં કોઇ કોઇ લોકો પણ મળ્યા અને કોઈ અમલદાર સમજી ઘણાએ તેને સલામ કરી અને તે તેણે ઝીલી. આખરે અડબંગ ધોળકા સ્ટેશને આવ્યો અને ટીકીટ કરાવી ગાડીમાં બેઠો.

ગાડીમાં બેઠો ત્યારે આ અડબંડ પાસે પેલા શરીર વગરના શિરની બરણી નહોતી. તે બરણી ક્યાં અદ્રશ્ય થઇ તેની હકીકત અત્યારે તો અંધારામાંજ રહી.

---

# પ્રકરણ ૧૩ મું.

## સોનાની પાટો.

**પાવરધા કહિ પ્રથમ જણાય, મસ્ત બની મનમાં મકલાય;**
**પાપી હાથ ઘસંતા જાય, અંતે સત્ય તણો જય થાય.**



રાય બહાદુર અને લાલ હવે વડોદરા વિશેષ પડી રહેવું ઠીક ન લાગવાથી, પોતાનો સર સામાન સમેટીને જવાની તૈયારી કરી રહ્યા હતા આ વખતે એક અણધારી વ્યક્તિ આવી ઉભી રહી.

એક ટ્રન્ક લઈ જેવો લાલ દરવાજે આવ્યો તેવીજ ચાર આંખો મળી. લાલના આનંદનો પાર ન રહ્યો, તેને હર્ષનાં આંસુ આવી ગયાં. પેટીને જ્યાંની ત્યાંજ પડતી મૂકી દોડીને તે આવનાર વ્યક્તિને બાઝી પડ્યો.

જેવી સ્થિતિ લાલની થઈ હતી તેવીજ આવનાર વ્યક્તિની પણ થઈ. બન્ને અરસપરસ એક બીજાને પ્રેમાલિંગન દેવા લેવા લાગ્યાં.

રાયબહાદુર પણ એક બીજી ટ્રન્ક સાથે મકાનમાંથી દરવાજે આવ્યા અને જોતાં જ આશ્ચર્યમાં લીન થઇ બોલી ઉઠયા—" અરે ! ડાકતર !"

"આપ સર્વ તો એમજ માનતા હશો કે હું મરી ગયો છું."

"હા ધાર્યું તો એવું હતું."

"હશે ખેર પણ આપ જાઓ છો ક્યાં ?"

"આપનો અને પેલાં બન્ને માથાનો ક્યાંઈ પતોજ ન લાગ્યો, સંન્યાસિની દેવી પણ કોણ જાણે ક્યાં ગેબ થઈ ગયાં તે સમજાયું નહિ, પોલિસ પણ મહેનત કરીને થાકી ગઈ, ત્યારે છેવટે એ વિચાર થયો કે અહીં વડોદરામાં પડી રહીને શું કરવું ? આ કરતાં તો પાછું અર્બુદ જવું સારૂં કે ત્યાં દેવી દિવ્યરંભા મળે તો તેમની સલાહ લેવાય અને તે કહે તો પછી તપાસ માટે યોગ્ય પ્રવૃત્તિ થાય. આમ ધારી હાલ અમે તો અર્બુદ જતા હતા." રાયબહાદુરે ખુલાસો કર્યો.

"હવે અર્બુદ જવાની કાંઇ જરૂર નથી. ગાડીવાળાને રજા આપી દો અને અંદર મકાનમાં પધારો."

"પણ મ્હારી બ્હેન ક્યાં ?" લાલે તે જ વખતે પ્રશ્ન કર્યો.

મૃદુહાસ્યપૂર્વક અને પ્રેમપૂર્વક દાકતરે ઉત્તર આપ્યોઃ—"અંદર આવો એટલે જણાશે."

ગાડીવાનને રજા આપવામાં આવી. સર્વ અંદર ગયાં. મકાનનો દરવાજો બંધ કરવામાં આવ્યો. રાયબહાદુર અને લાલ દાક્તર વિનાયકરાયની હકીકત સાંભળવા મ્હોં ફાડી તેમના સ્હામે જોઇ રહ્યાં.

"તમારાં બ્હેનને માટે તમને લાગતું હશે પણ હવે તેમની ચિંતા ન કરશો. તે ખુશી ખુશાલીમાં છે."

"ત્યારે શું તેનું ખૂન તો નથી થયું ને?" લાલથી ન રહેવાયું.

"ના. નથી થયું. કહું તે સાંભળો. દેવીએ મને અને તમારાં બ્હેનને વડોદરામાં આવવાની આજ્ઞા કરી. અમે આજ્ઞાનુસાર વર્તન

કર્યું. દેવીએ મને રાજ્યના એક દાક્તર તરીકે નોકરી પણ અપાવી; આથી મારી સ્થિતિમાં સારો ફેરફાર થઈ ગયો. પછી એક રોજ દેવી વડોદરાથી સુરત તરફ જવાનાં હતાં તે દિવસે તેમને એક દલીચંદ નામના પુરૂષની મુલાકાત થઈ. આ દલીચંદે ઘણોજ સારો સ્નેહ બતાવીને તમારી–બન્ને બાળકોની ખબર પૂછવા માંડી. દ્રવ્ય સંબંધી પણ કંઇ ઈશારો કર્યો અને કહ્યું કે આ બન્ને બાળકો જો જીવતાં જણાશે, તો અનગળ લક્ષ્મીનાં માલિક થશે. દેવીને પોતાના પાશમાં લેવાનું તો તેણે ઘણુંયે ધાર્યું, પણ દેવીએ તો ઉલટાં ચતુરાઇથી તેની પાસેથી કેટલીક વાતો કાઢી લીધી. મુનશીના ખંભાતના એજંટ બનવાની અને જગા નામના એક ધૂર્તની મદદથી ઠગાઇ કરી અનેક ઠેકાણેથી મારી ખાવાની હકીકત પણ જાણી લીધી."

"ત્યારે મને જે ચીઠ્ઠી મળેલી તે દેવીએ મોકલેલી?" રાયબહાદુરે પૂછ્યું.

"ના ચીઠ્ઠી તો માતાજીએ નહીં લખેલી. તે તો મેં જ કોઈની પાસે લખાવી મોકલેલી."

"શું તમે મોકલેલી? ઠીક. મને તો સ્વપ્નામાં પણ તેવો ખ્યાલ નહોતો આવ્યો."

"હવે આગળ સાંભળો." દાક્તરે વૃતાંત ચલાવ્યું. "માતાજી હકીકત જાણી ગયાં અને મને કહ્યું કે, દાકતર હવે એક બે યુક્તિઓ કરવી પડશે. નહીં તો આ પાપીઓના પંજામાં સપડાવું પડશે અને આ બન્ને બ્હેનો નહીં બચે અને તેમના પિતાની લક્ષ્મી વ્યર્થ અફળાશે."

"દેવીએ શી આજ્ઞા આપી?"

"મને એમ જણાવ્યું કે કોઈ પણ રીતે તે દુષ્ટોના ટોળામાં ભળી જવું. પરંતુ એ લોકો કાંઇ જેવા તેવા નહોતા; આથી તેમના ભળવામાં પ્રપંચ કોઇ રીતે આવે નહીં માટે એક નાટક મારા ઘરમાં ખુન થયાનું અમે ભજવ્યું. નોકર રતન અને સ્ત્રી નોકર બન્ને પૂર્ણ વિશ્વાસુ હતાં. તેમને જેમ કહ્યું તેમ કરવા તે કબુલ થયાં અને તે વર્ત્યાં પણ તેમજ."

"ત્યારે શું બિસ્તરા ઉપર છરો તમે પોતે જ મૂકેલો ?"

"હા. તે સર્વ દેવીની આજ્ઞાનુસાર ભજવાયલું નાટક જ. બીજે દિવસે ખુનની હકીકત જાહેર થઈ. સર્વેએ વાત સાચી માની. મુનશીએ પણ વિચાર્યું કે મને કોઇએ મારી નાંખ્યો અને સાથે જ મારો અને લાલનાં બ્હેનનો દેહ પણ ઉપાડયો. જો હું જીવતો છું એ વાતનો તેમને જરા પણ શક હોત તો હું કોઈ રીતે તેમના ટોળામાં ભળી ન શકત."

"વાહ ! દેવીએ તો બહુ કરી લાગે છે જો!"

"અરે દેવીના બુદ્ધિચાતુર્ય માટે તો પૂછવું જ શું?! મુનશીના ટોળામાં એક હિમ્મત નામનો માણુસ હતો તેણે મારૂં ચોકઠું બેસાડયું. એક ગાંજાખોર, મસ્તાન, અને અડબંગ જેવો પરંતુ કામનો માણુસ સમજી મુનશીને ત્યાં જ મને નોકરીમાં જોડયો."

"કેમ ત્યારે તે રાત્રે મુનશીજી સાથે ભોજનની થાળ લઇને પણ આપ જ આવ્યા હતાને ? ચીઠ્ઠી પણ તમે જ ફેંકી હતીને ? મેં કંઇક કંઇક તો ઓળખ્યા હતા પણ પૂરા નહીં. કારણુ તમે જૂદા વેશમાં હતા." લાલે વચ્ચે ઉક્તિ કરી.

"હા. તે હું જ. ચીઠ્ઠી મેં જ મોકલી હતી. દેવીની આજ્ઞા તે વખતે તમારૂં રક્ષણ કરવાની મને થઈ હતી."

"પણ ત્યારે બ્હેન ક્યાં છે?" પાછો **લાલે** પ્રશ્ન કર્યો.

"તે દેવીશ્રીની પાસે જ છે. ચાલો મારા મકાને. ત્યાં તે રાહ જોતાં હશે."

"પણ ત્યારે **માતાજી** અમને કેમ આજ પર્યન્ત મળ્યાં જ નહીં. અમે અહીં દુઃખી થઇને મરી ગયાંને!" **લાલે** ઉદ્દગાર કાઢ્યા.

માતાજીની ખાત્રી હતી કે **રાયબહાદુરજી** સાથે કોઈ પણ પ્રકારનો ભય તમારા શરીરને નથી. તમને ખબર સરખી પણ ન આપી કે નમળ્યાં તેનું કારણ એજ કે પોલિસે બરાબર તમારો પીછો લીધો હતો. વખતે પકડાવાય તો ઉલટો ઉપાધિ. જો હું સમયસર આવ્યો ન હોત તો તે તમને જરૂર મળત."

"તમે અને બન્ને બાળકો સર્વ પ્રસન્ન છો—આ મંગળ વર્તમાન જાણી હવે કાંઇ વિશેષ જાણવાનું તો રહેતુ નથી જ. પણ દાક્તર! એ કહેશો કે ત્યારે **માથાનું શું થયું?**"

"અરે માથું તો ફુટીને ચૂરેચૂરા પણ થઇ ગયું."

"શું?" **લાલ** અને **રાયબહાદુર** બન્ને સાથે બોલી ઉઠતાં દાક્તરના મ્હોં સ્હામું જોવા લાગ્યાં.

 

"હા. એમજ. જુઓ. આપ અને **લાલ** બન્ને **મુનશીને** બાંધી ઓરડામાં પૂરી મકાન બહાર નીકળી ગયા એટલે હવે માથે ધાડ જરૂર આવશે એમ સમજી તાબડતોબ મકાનને ખાલી કરી અમે સર્વ પલાયન કરી ગયા અને આખરે અમે **ચંદીસર—મિત્રાસર** નામના એક ન્હાનકડા ગામડાનો આશરો લીધો. આ ગામનો મુખી મુનશીજીનો મિત્ર હોવાથી અમને ત્યાં સારી સવડ મળી. પ્હણે સંન્યાસિની પાસેથી ચોરેલું માથું જગાએ પાછું ઇસ્પિતાલમાંથી ઉપાડયું અને અમદાવાદ પોલિસ ઘણી જ જાગતી હોવા છતાં 'જોનારની બે

અને ચોરનારની ચાર ' એ કહેતી પ્રમાણે માથાને એક પાર્સલમાં પેક કરી સાબરમતિ થઇને ધોળકા સ્ટેશને ઉતારી ચંદીસર લાવવામાં આવ્યો. ત્યાંથી આ માથું મારા માથા ઉપર ચ્હડાવી હું તથા મુનશી તથા કારભારી દલીચંદ ખંભાત તરફ લેઈ જતા હતા ત્યારે માર્ગમાં વિકટ જંગલ આવ્યું ત્યાં લાગ સાધીને મેં પિસ્તોલનો બહાર કર્યો અને ડીઆીને તેમનાથી જૂદો પડી એક નિર્ભય સ્થાને બરાઇ ગયો."

"શું આ વખતે બરણી ફુટી ગઇ?" રાયબહાદુરે પ્રશ્ન કર્યો.

"પણ મનુષ્યનું માથું તે ફુટતું..."

"વખતે તેર વર્ષ અર્કમાં રહ્યું તેથી ફુટી ગયું હશે. "રાય-બહાદુરે સમાધાન કર્યું.

"તે વખતે હું બરોબર ખ્યાલ રાખી શકયો નહીં. કારણ હું તે વખતે ભયમાં હતો અને જીવ લેઇને નાઠો હતો."

"પણ ત્યારે એ બે કયાં ગયા?"

"મને શોધવા મચ્યા હશે અને પછી તો ગમે ત્યાં ગયા હશે."

"અને જગો તથા હિમ્મત?"

"એ બે તો આ લાશને ઉપાડી લઇ જવા આ તરફ જ આવવા નીકળ્યા છે."

"ત્યારે હજુ ભય દૂર નથી થયો."

"પણ હવે કરશેય શું? મુનશી અને દલીચંદની હકીકત જાણશે એટલે આપે જ પાછા જશે."

"પણ ત્યારે જ્યારે હવે તે માથું ગયું તો દ્રવ્ય પણ સાથે જ ગયુંને? હવે તે શી રીતે મળશે?"

"મળશે મળશે. એમ અધિરા ન થઇ જશો. પરમાત્મા સર્વ

શુભ જ કરે છે. ચાલો હવે મારે ત્યાં ચાલો. દેવીશ્રી રાહ જોતાં બેઠાં હશે. ત્યાં વિશેષ હકીકત જણાશે."

'હા. ચાલો. ચાલો." લાલ બોલી ઉઠયો અને ત્રણેય દાક્તરને ત્યાં જવા નીકળ્યાં અને થોડી વારે જઇ પહોંચ્યા.

દાક્તરના મકાનને દરવાજે રતન બેઠેલો જ હતો. દાક્તર વિગેરેને આવતાં જોઇને તે ઉભો થયો.

"કેમ રતન! ઘર ખાલી છે કે કોઇ અંદર આવ્યું છે?"

"જી. અંદર આવેલ છે? માજી, બાઇ વિગેરે સર્વ."

"શું બ્હેન અને માજી આવ્યાં છે?" લાલે ઉત્સાહમાં આવી પૂછ્યું.

"હાજી."

ઉતાવળે પગે લાલ અંદર ગયો.

"એક બીજું પણ કોઇ આવ્યું છે." રતને જણાવ્યું.

"તે કોણ?"

"સાધુ જેવા જણાય છે."

"કોણ સાધુ?"

"હા. જી. આપ જોશો એટલે જણાશે."

રાયબહાદુર અને લાલ પણ અંદર પ્રવેશ્યા. માતાજીના ખોળામાં માથું રાખી બેઠેલાં બન્ને બાળકો ગુપચુપ વાતો કરી રહ્યાં હતાં. આજે તેમના આનંદનો પાર નહતો.

"પધારો પધારો મહાત્મન્ પધારો, દાક્તર આવો, બન્ને આસનસ્થ થાઓ." સંન્યાસિનીએ પ્રસન્ન મુખમુદ્રાથી જણાવ્યું.

"અરે દેવી! તમને તે શું કહેવું? દર્શન પણ નહિં! વર્તમાન પણ નહીં! અમે તો દુઃખી દુઃખી થઇ ગયા." રાયબહાદુરે દેવી આગળ રોદણાં રડવા માંડયાં.

"મને તે સર્વ ખબર છે પરંતુ વર્તમાન આપવાથી કાર્યસિદ્ધ થાય તેમ નહોતું." દેવીએ શાંતિ આપી.

હશે. જે કર્યું તે યોગ્ય જ કર્યું. આ બન્ને બાળકો સલામત રહ્યાં એ જ ઇપ્સિતાર્થની સિદ્ધિ."

"કેમ દાક્તરે કાંઈ હકીકત કહી કે નહીં?"

"કંઇક કહી છે. પણ તમે એકાએક અહીં ક્યાંથી ?"

"અમદાવાદથી દાક્તર અને હું સાથે જ આવ્યાં."

"પણ અમદાવાદમાં તમે ક્યાંથી ?"

"મેં અને બ્હેને અમદાવાદમાં દરિયાખાનનો આશ્રય લીધો હતો. બંસીલાલે ત્રણ વખત દરોડો પાડ્યો પણ ત્રણેય વાર હાથ ઘસીને પાછા ગયા."

"કેમ તેમને પત્તો ના લાગ્યો ?" રાયબહાદુરે હસતાં હસતાં પ્રશ્ન કર્યો.

હસતાં હસતાં જ દાક્તરે ઉત્તર આપ્યો:–" ગુપ્ત ભેદ રહસ્ય આપના શિવાય તે ઓછા જ જાણે છે કે પત્તો ખાય ?"

"સત્ય છે. ઘુમટનું રહસ્ય માત્ર ત્રણ વ્યક્તિ જ જાણે છે. એક હું, એક દેવી અને એક આલમશા પીર." આલમશા મારા મિત્ર હોવાથી મક્કા જતી વખતે મને તે સોંપતા ગયા. તેનો આશ્રય દેવીએ લીધો તે સારૂં કર્યું."

"હા. જી. હું અને બ્હેન નિર્ભયતાથી ઘુમટમાં રહેતાં હતાં અને પોલિસ અમને શોધી શોધીને થાકી ગઈ."

"ધન્ય છે દેવી ! ધન્ય છે ! તમારા આત્મબળ અને પરિશ્રમ શિવાય આ બાળકો એ સબળ શત્રુના સપાટામાંથી ન બચી શકત. રાયબહાદુરે ઉદ્‌ગાર કાઢ્યા. એટલામાં તેમને કંઇ યાદ આવતાં બોલ્યા:–

"આ દાકતર કહે છે કે, હજુ તો આ લાલને ઉપાડી લઇ જવા જગો અને હિમ્મત નામના બે દુષ્ટો આ તરફ આવવા નીકળી ચૂક્યા છે."

"હશે આવવા દો તેમને, આપણે તેમનો હવે યોગ્ય સત્કાર કરીશું." સંન્યાસિનીએ શાંતિથી ઉત્તર આપ્યો.

"પણ દેવી! વિનાયકરાય કહે છે કે બરણી ફુટી ગઈ અને માથુ તો તૂટી ગયું. ત્યારે ધન દોલતનું? મ્હને તો ભય લાગે છે કે હવે તેનો પત્તો નહીં લાગે. જો કે દાકતર કહે છે કે લાગશે."

"હાં, ત્યારે દાકત્તરે આપને પૂરી હકીકત હજી કહી નથી લાગતી. તેથી જ આપ ભ્રમમાં છો."

"માતાજી મેં માત્ર બરણી ફુટી ગઈ અને માથું તૂટી ગયું ત્યાં સુધીનીજ હકીકત જણાવી છે. શેષ ભાગ આપની સમક્ષ જણાવવાનું બાકી રાખ્યું છે." દાકતરે ખુલાસો કર્યો.

"લ્યો ત્યારે તે હું હવે જણાવું. બરણી ફુટી અને માથું તૂટયું એ વાર્તા ખરી પણ માથામાંથી નીકળેલા મુદ્દાઓ દાકતરે સાચવીને લેઇ લીધા અને તે અમદાવાદમાં મને આપ્યા છે. જુઓ તે આ મુદ્દાઓ." દેવીએ મુદ્દાઓ કાઢી બતાવ્યા.

"અરે આ શું? આ માણસના માથામાં ક્યાંથી?" લાલે આશ્ચર્યચકિત થઇ પ્રશ્ન કર્યો.

"અરે આતો સોનાની પાટો છે!" રાયબહાદુર પણ મુદ્દાને જોઇને બોલી ઉઠયા.

"પણ માણસના માથામાં—"લાલ કાંઇક પૂછવા જતો હતો તેજ વખતે દતને ખબર આપી કે અમદાવાદથી ઇન્સ્પેકટર બંસીલાલ આવ્યા છે અને તે અંદર આવવા માગે છે.

---

# પ્રકરણ ૧૪ મું.



## હું એકલો નથી બન્યો.

નાટ્ય પ્રયોગો અવનવા અવનિ આ ભજવાય,
ગણનાયક જગજાળમાં અજ્ઞ નટો અથડાય,



ડાક્તર વિનાયકરાયે સ્ટેશન ઉપર જરા વહેલા આવી વડોદરાની ટીકીટો લેઇ લીધી હતી. બરોબર ગાડી ઉપડવાની વખતેજ દેવી સંન્યાસિની, એક બાલિકા અને એક સાધુ સાથે સ્ટેશને આવી પહોચ્યાં. અને ગાડીમાં બેસી ગયાં. સીસોટી થઈ; ગાડી ઉપડી અને તેજ ક્ષણે પસાર થતા બીજા વર્ગના ઉતારૂના ડબામાં સ્ટેશન ઉપરની નોકરીવાળા પોલિસ જમાદારની નજર પડતાં સંન્યાસિની વગેરે ગાડીમાં ગયાની હકીકત નજરોનજર જોઈ. તેના પેટમાં તેલ રેડાયું. એક ભારે ઈનામ મળત તે ગયું અને ઉલટો ઠપકો મળશે એમ તેને લાગ્યું. જમાદારે તપાસ કરતાં સેકન્ડ કલાસની ચારે ટીકીટો વડોદરાની હતી એમ જણાયું અને તેણે કાળુપુર ચોકીએ જઈ ઈન્સપેક્ટર સાહેબને સત્ય હકીકત નિવેદન કરવાનું યોગ્ય વિચાર્યું.

ઇન્સ્પેકટર બંસીલાલ જમી પરવારી હવે રાઉન્ડમાં થોડીવારે નીકળવાની તૈયારીમાં હતા. તે વખતે ટેલિફોન આવ્યો છે એવી વરધી મળી. ટેલિફોન ઉપર જતાંજ જાણ્યું કે—"સંન્યાસિની, એક સાધુ, એક સભ્ય જેવો જણાતો ગૃહસ્થ અને એક ચૌદેક વર્ષની બાળા એમ ચાર જણ વડોદરા રાતની પેસેનજરમાં ગયાં, અને તે હકીકત ગાડી ઉપડયા બાદ જાણવાથી રોકી શકાયાં નથી."

મુદ્દો હાથમાંથી પાછો એક વધારે વખત છટકયો સાંભળી ઇન્સ્પેકટર બંસીલાલ બહુએ બળ્યા તો ખરા પણ હાથ ઘસવા શિવાય બીજું કાંઇ કરી ન શકયા. હજુરને શાહીબાગ ટેલિફોન કરી સ્હવારની પ્હેલી ટ્રેનમાં વડોદરા જવાની પરવાનગી માગી.

હજુરે પરવાનગી આપી અને આ વખતે વીલે મ્હોંયે પાછા ના ફરવાની શુભેચ્છા દર્શાવી.

સ્હવારમાં પાંચ વાગ્યે ઉપડતી પહેલી ગાડીમાં બંસીલાલ વડોદરા જવા ઉપડયા અને આશરે નવેક વાગ્યાના અરસામાં વડોદરા આવી પહોંચ્યા.

ગાડીમાંથી ઉતરી તે સીધા પોલિસ સ્ટેશને ગયા. અને ત્યાં તપાસ કરી પણ સંન્યાસિની વગેરે આવ્યાં છે એવી હકીકત ત્યાંની પોલિસ જાણતી હોય તેમ ન જણાયું.

બંસીલાલે પ્રથમ રાયબહાદુરના મકાનની મુલાકાત લેવાનું યોગ્ય વિચાર્યું. રાયબહાદુર ઘણા સમયથી સંન્યાસિનીની શોધ કર્યા કરે છે અને તેથી તેમને ત્યાંજ ભેટો વખતે થઇ જશે એવું ધારી તે રાયબહાદુરને ત્યાં ગયા. પણ મકાન બંધ હતું. બારણે તાળું હતું. રાયબહાદુર અને લાલ પણ નહોતા. ત્યારે સંન્યાસિની તો હોયજ ક્યાંથી? !

ઈન્સ્પેકટર બંસીલાલ રાયબહાદુરને ત્યાં પહોંચ્યા તેના આશરે કલાકેક પૂર્વેજ રાયબહાદુર લાલ અને દાકતર, દેવી દિવ્યરંભાને મળવા વિનાયકરાયને ત્યાં જવા નીકળી ગયાં હતાં.

રાયબહાદુરનું મકાન બંધ દેખીને બંસીલાલ સહજ નિરાશ તો થયાજ પણ એકાએક તેમને વિચાર સ્ફુરી આવ્યો કે દાકતર વિનાયકરાયને ત્યાં પણ જવું તો ખરૂંજ. ઇન્સ્પેકટર બંસીલાલ દાકતરને ત્યાં ગયા. અને મકાને જતાંજ કોઈ અપૂર્વ આનંદમાં આવી ગયા.

દેવી સંન્યાસિની, પેલા શરીર વગરના શિરને બરોબર મળતાં બે જીવતાં તેર ચૌદ વર્ષનાં બાળકો, રાયબહાદુર અને એક સભ્ય સજ્જન જેને અનુમાનથી ઇન્સ્પેકટરે વિનાયકરાયજ ધાર્યા તે સર્વ આનંદમાં વાર્તાલાપ કરી રહ્યાં હતાં.

બંસીલાલના એકાએક આગમનથી રાયબહાદુર અને દાકતર ચમકયા પણ દેવીના મુખની પ્રસન્નતા અને ભવ્યતા જોવી ને તેવીજ નીહાળતાં તે બન્ને પાછા નિર્ભ્રાન્ત બન્યા.

"પધારો, પધારો, ભલે પધાર્યા." શબ્દોવડે ઇન્સ્પેકટર સાહેબને આવકાર મળ્યો. બેસવાની આરામ ખુરશી પણ મળી.

બંસીલાલ બેઠા. આ વખતે અનેક તરંગો તેમના હૃદયમાં ઉછાળા મારી રહ્યા હતા. તે કોઈ એવી અજબ સ્થિતિમાં આવીચઢયા હતા કે—આસન લેતાં લેતાં જો કે તેમનું મ્હો મલકાઈ ગયું પણ એક શબ્દનોએ એકદમ ઉચ્ચાર કરી ન શકયા.

આખરે વિચાર કરી કરીને તે બોલ્યાઃ—"મારા આમ એકાએક આગમનથી તમે સર્વ તમારા આનંદનો ભંગ ન કરશો. જે વાત કરતાં હો તે મારી હાજરીમાં કરવાને હરકત ના હોય તો સુખેથી ચલાવજો."

"ના આપની હાજરીમાં વાર્તા કરવાનો લેશ પણ વાંધો નથી. કિંતુ આપ ઉતાવળમાં તો નથીને, આપ હવે નિશ્ચિંત છોને ?" સ્મિતવદના દેવીએ મિષ્ટ અને સભ્ય શબ્દોમાં પૂછ્યું.

"હા. હું નિશ્ચિંત છું, જરાયે ઉતાવળમાં નથી." ઇન્સ્પેકટરે જણાવ્યું અને પાછો વાર્તાલાપ શરૂ થયો.

 

"પણ માણસના માથામાં આ સોનાનાં ચકતાં કયાંથી ?" લાલે પોતાનો પ્રશ્ન પૂછ્યો.

"માથું ફુટયું તેજ વખતે આ ચકતાં મ્હારા જોવામાં આવ્યાં અને તે મેં ચાલાકીથી ઉચકી લીધાં. મને લાગે છે કે બ્રહ્મરંધ્રની નીચે તે બન્નેને લટકાવેલાં. પણ તે ફુટવાથી છુટાં પડી ગયાં," દાકતરે ઉત્તર આપ્યો.

"અહા કેવી ભયંકર ઘટના ? કેવી ચાલાકીથી કોઈ બાળાઓનું ખૂન કરી તેમની ખોપરીમાં આ ચકતાં ઘાલ્યાં છે. ?!" રાયબહાદુર બોલી ઉઠયા.

"ના, જી. નહીં નહીં. મારા પિતા એવું ઘોર કૃત્ય કરેજ નહીં. શું આ બે ચકતાં માટે બે બે ખૂન કરે ?" લાલથી સાંભળ્યું ન ગયું ! પોતાના સદ્‌ગત પિતાને માથે ખૂનનો આરોપ સહન કરી નં શકાયો

"હા મને પણ એમ નથી વિચારવામાં આવતું કે આ સોનું છુપાવવા સદ્‌ગત બાપએ ખૂન કરે.," દાકતરે લાલના અભિપ્રાયને મળતાપણું બતાવ્યું.

"પણ ત્યારે એ માથાં આવ્યાં કયાંથી ?" રાયબહાદુરે પુનઃ શંકા કરી.

"ગમે તે રીતે આંવ્યાં. અને કદાપિ આપ મુરબ્બી કહો તો

તેમ હોય તોપણ બે ખૂનની શું જરૂર? એકથીજ કામ પતત!" લાલે પાછો પોતાના સદ્‌ગત પિતાનો બચાવ કરવા પ્રયત્ન કર્યો.

"વખતે બીજા માથામાં પણ કાંઈ હશે. આ વાત આટલે દિવસે જણાઇ છે તો બાજુનું માથું જ્યારે મળે ત્યારે તેની વાત પણ જણાય." પાછી રાયબહાદુરે શંકા કરી.

રાયબહાદુર અને લાલ વચ્ચે ચાલતા પ્રશ્નોત્તરો દેવી દિવ્યરંભા વચ્ચે એક પણ શબ્દ બોલ્યા શિવાય અને ટાપસી પૂર્યા શિવાય સાંભળતાં હતાં. લાલનો પોતાના સદ્‌ગત પિતા માટેનો શુદ્ધ સ્નેહ અને તે ખોટું કાર્ય કદાપિ કરે જ નહિ એવી નિઃશંક શ્રદ્ધા, તેમજ અપરિસિમ લાગણી જોતાં તે અંતરમાં હરખાતાં હતાં.

"માતાજી આપ કેમ શાંત છો? આપ કેમ કાંઈ બોલતાં નથી. જુઓને મુરબ્બીશ્રી કહે છે કે મારા સદ્‌ગત પિતાએ બે ખૂન કરેલાં. હું કહું છું કે તે એવું કાર્ય કરે જ નહીં. તો કહોને આપનું શું ધારવું છે?"

"બન્ને બાળકો દેવી શું ઉત્તર આપે છે તે સ્હાંભળવા મ્હોં વિકાસી સ્હામે જોઇ રહ્યાં.

દેવીએ બન્ને બાળકોને માથે હાથ ફેરવી પ્રેમ દર્શાવ્યો અને કહ્યું:–"બેટા તમારૂં ધારવું બરોબર છે તમારા પિતાના હાથે ખોટું કામ થાય જ નહીં! તે તો મનુષ્ય શરીરે દેવરૂપ જ હતા. સર્વ અત્યાર સુધી મિથ્યા ભ્રમમાં પડ્યા હતા. પરંતુ હમણાં જ સંદેહ દુર થશે.

"ભાઈ વસનજી!" દેવીએ એક બુમ મારી.

સ્હામેના ખંડનું દ્વાર ઉઘડ્યું. તેમાંથી એક વૃદ્ધ સાધુ બહાર નીકળ્યો. સર્વ વિસ્મિત થઇ તેને જોવા લાગ્યાં.

"ઇન્સ્પેક્ટર બંસીલાલ પણ આ સાધુજીને જોઇ આશ્ચર્યચકિત થઈ ગયા અને વિચારમાં પડી ગયા.

"ઇન્સ્પેકટર સાહેબ ! આપ વિચારમાં ન પડશો. મને ઘુમટમાં શોધીને થાકી જઇને આપ પાછા વળ્યા ત્યાર પછી કલાકેકને સુમારે આ સાધુજી ઘુમટમાં આવી ચઢ્યા. દીવાસળી સળગાવીને આમ તેમ જોતા હતા ત્યારે પ્રકાશને લીધે મેં તેમને જોયા. તે મને શોધે છે એમ જણાતાં મેં તેમને મારી પાસે ખેંચી લીધા.

"ઇન્સ્પેકટર સાહેબ ! દરિયાખાનનો ઘુમટ આપની જ સત્તામાં અને હદમાં હોવા છતાં તે એક એવું અગમ્ય અને રહસ્યમય સ્થાન છે કે તેના સત્ય રહસ્યને કોઇ થોડાક જ જાણે છે. તે ઘુમટમાં એવાં એવાં ગુપ્ત સ્થાનો અને પ્રવેશદ્વારો છે કે આપ તો શું પણ મ્હોટા શિલ્પશાસ્ત્રીઓ પણ તેનો ભેદ એકદમ ના પામી શકે. આ સાધુજી ત્યારના મારી પાસે જ છે." દિવ્યરંભા દેવીએ ઇન્સ્પેકટર બંસીલાલને કંઇક રહસ્યનો ખુલાસો કરી તેમની અમુઝણ મટાડી.

"પણ દેવી ! આ સાધુજી છે કોણ ?" રાયબહાદુરે પ્રશ્ન કર્યો.

"એ જ સદ્‌ગતની સાથે નોકર હતા. તેમનું નામ વસનજી ભાઇલાલ." દેવીએ સાધુજીને ઓળખાવ્યા.

સર્વ ચકિત થઇ સાધુજીને ધારી ધારીને જોવા લાગ્યાં.

" ભાઇ વસનજી ! કહો હવે તમારી કથા સંભળાવો. "

વસનજીએ કહેવા માંડયું:—"મારાં બાને મૂકીને, હું અને મારા બાપાજી સાથે ચાલ્યા ગયા એ તો આપ જાણો છો. પછી યુદ્ધમાં બાપાજી ઘવાયા. મેં તેમને ઉચકી લીધા અને રામદાસજી સાધુના આશ્રમે લઇ ગયો. ત્યાં તે બહુ માંદા પડયા અને આખરે સ્વધામ પણ ત્યાંજ સિધાવ્યા."

"અરેરે મરવાં વખતે તેમને બહુ દુઃખ પડયું હશે ખરું !" બન્ને બાળકોની આંખ્યમાં આંસુ ઉભરાયાં.

વસનજીની આંખ્યોમાં પણ ઝળઝળીયાં ભરાયાં. તેમણે ચલાવ્યું:—

"મરતી વખતે બાપાજી મને સુપરત કરતા ગયા કે તું પાછો સંન્યાસિની દેવીને શોધી કાઢજે અને તારાં બાને સંભાળજે. આથી મેં બહુ તપાસ કરી ત્યારે જણાયું કે મારાં બા તો મરી ગયાં પણ બે જોડકી બ્હેનોને જન્મ આપતાં ગયાં છે. આ બન્ને બાળકો તેમની માતાના ઘાટે ઘાટ અને રૂપે રૂપ છે. તે જ્યારે આ બાળકો જેવડાં હતાં ત્યારે બરોબર તેમના જેવાં જ જણાતાં. પછી મેં બહુયે તપાસ કરી પણ થોડાક વખત સુધી તો કાંઇ પત્તો જ ના લાગ્યો. એટલામાં હું બિમાર પડી ગયો અને જયારે સાજો થયો ત્યારે આખરે આપને પુષ્કરરાજ્યમાં મળવાનું ધાર્યું; પણ બન્યું એવું કે જ્યારે હું પુષ્કર ક્ષેત્ર ગયો ત્યારે ખબર મળી કે આપ ત્યાં નથી પણ એકાએક ચાલી ગયાં છે; તોપણ મેં હિમ્મત ના ખોઈ. પાછળથી તો ખબર મળી કે માથું ચોરાયું છે અને તેને પાછું પોલિસે પકડયું છે અને ઇસ્પિતાલમાં મોકલ્યું છે. માથું ચોરાયું છે એ જાણુતાં જ મને લાગ્યું કે કોઈ આ ધન દોલત માટે યત્ન કરે છે. વળી સાથે મને વ્હેમ પણ પડયો કે આ મુનશીજીનું જ કરસ્તાન હોવું જોઇએ કારણ તે જ્યારે મારા બાપાજી રામદાસજીને માર્યા હતા ત્યારે ત્યાં જ હતો......"

"આ તમારૂં અનુમાન બરોબર હતું. મેં પણ ત્યાંથી જ સર્વ હકીકત મેળવેલી." દાક્તરે વચ્ચે પૂર્તિ કરી

"પછી મેં ઇસ્પિતાલમાંથી માથું મેળવવા યત્ન સેવ્યો અને મેળવ્યું પણ ખરૂં. પણ પાછળથી તે પ્રથમનું નહીં પણ બીજું માથું જણાયું. છેવટે દેવીશ્રીને મળ્યો અને સર્વ હકીકત જાણી. જે માથું મેં દેવીને આપ્યું તેમાં બે સોનાનાં ચકતાં છે. આ ચકતાં સર્વ ભંડારની ચાવી છે. મારા બાપાજીએ મરતાં મરતાં મને કહ્યું હતું કે જો કોઈ પુત્ર અથવા પુત્રિ મારાં બાને થશે તો આ ચકતાંને આ-

મ્હારે અખૂટ ધન મેળવશે, તેમને કોઈ વાતનું દુઃખ નહીં પડે, માટે તું શોધી કાઢજે અને સાથે જ રહેજે. પણ હું માંદો પડયો અને બાજી બગડી ગઈ. નહીં તો આટલું કારસ્તાન ના થાત.” સાધુ **વસનજીએ** હકીકત પૂરી કરી.

“પણ આ માથાં છે કોનાં?” ઇન્સ્પેકટરે પ્રશ્ન કર્યો. તેમનાથી ન રહેવાયું.

“**વસનજી**! પેલું બીજું માથું લાવો દેવીએ આજ્ઞા કરી.

સાધુવેશધારી **વસનજીએ** જે ખંડમાંથી તે પોતે એકદમ નીકળ્યો હતો તેમાં જઈને એક માથા સાથેની બરણી લાવી સર્વની વચ્ચોવચ્ચ મૂકી અને કહ્યું:—“તપાસો હવે ધ્યાનપૂર્વક.”

ઇન્સ્પેકટર સાહેબ, રાયબહાદુર, બંને બાળકો, અને **વિનાયકરાય** વગેરે સર્વ માથાને ધ્યાન પૂર્વક જોવા લાગ્યાં. સાધુએ ચલાવ્યું.

“**ખંભાત**માં **આત્મારામ** નામના એક મશહુર કારીગર હતા. તેમણે એક માથું મારા બાપાજીને આપ્યું હતું અને બીજું પોતાની પાસે રાખ્યું હતું. બન્ને માથાં લગભગ પંદરેક વર્ષથી તેજાબમાં રાખેલાં એટલે જાણે આજનાં જ હોય તેવાં તાજાં જણાય છે. કારીગર પાસેથી મુનશીએ આ માથું કોઇ રીતે ઉઠાવી, ઇસ્પીતાલમાં ગોઠવી પેલું બાપાજીવાળું માથું ઉપાડેલું, અને ઇસ્પીતાલવાળું તે આ જ. એ માથામાં તફાવત માત્ર એટલો જ છે કે એકને ડાબે ગાલે એક તલ છે અને બીજાને ડાબે ગાલે કાંઈ નથી પણ જમણે ગાલે એ તલ છે, આ શિવાય બીજો કોઇ પણ ફેર નથી.”

“પણ એ બન્ને માથાં છે કોનાં?” બંસીલાલે પૂછયું.

“મારી બાનાં. વળી બીજા કોનાં!”

“તે કેવી રીતે? એક જણનાં બે માથાં કેવી રીતે થઈ

જાય? અને વળી તમારાં બા તો મોતથી પ્રસૂતાવસ્થામાં મરી ગયાં છે તો આ તે તમે શું બોલો છો?"

"અરે પણ આવું જ મારાં બાનું એકેય ખરૂં માથું છે તે! આ તો બન્ને માથાં કારીગરે બનાવેલાં છે અને મારાં બાનાં મ્હોં જેવાં જ બનાવ્યાં છે."

"હેં? શું આ માથાં બનાવટી છે?"

"હા. જુઓ. બરાબર તપાસોને."

"જુઓ બેટા! તમે બન્ને પણ જુઓ. આ તમારી માતાનું માથું બનાવટી અને મીણનું બનાવ્યું છે."

"શું આ માથું મીણનું? આહા, શું સુંદર કારીગરી! કોઇને સ્વપ્નામાં પણ એવો ખ્યાલ ન આવે એવી રીતે બનાવ્યું છે." રાયબહાદુરે ઉદ્ગાર કાઢયા."

"કારીગરે મારા બાપાજીના ફરમાનથી બન્ને માથાં બનાવેલાં. અને બન્ને ભેગાં થાય ત્યારે જ ભેદ ભાગશે એમ જણાવેલું. આ પેલા મુનશીએ સાંભળેલું.

"પણ આ સિલ–મહોરમાં શું અક્ષર છે?"

"અરે તપાસોને બરાબર! મહીંથી કારીગરનું નામ નીકળશે." જસનજીએ ખુલાસો કર્યો.

ઇન્સ્પેક્ટરે ફરી એક વાર બરણીનાં સીલ બરાબર ધ્યાનપૂર્વક તપાસ્યાં. અક્ષરો વાંકા ચુકા હતા. પરંતુ બંસીલાલ મુશ્કેલીથી વાંચી શકયા કે "કારીગર આત્મારામે બનાવ્યું."

હવે બંસીલાલની ખાત્રી થઇ કે ખૂન તો થયેલું જ નહીં! અને આ ધાંધલ નકામું જ થયું. માથાફૂટ કરી સર્વ નકામા જ મરી મુઆ અને આખરે સર્વ બન્યા. પણ ખેર! હું કાંઇ એકલો જ નથી બન્યો.

# પ્રકરણ ૧૫ મું.

## સૌ સારૂં જેનું છેવટ સારૂં.

**વિજય વિજય વિજય છે સર્વદા વિજય,**
**અંતે અસત્ય પરાજય પામે, સત્યનો આખર જય.**



બરણી ફુટવાથી–માથું તુટવાથી જેમ બે સોનાનાં ચકતાં દાક્તર વિનાયકરાયને મળ્યાં હતાં તેવું જ એક ચકતું બીજી બરણીના માથામાંથી નીકળ્યું. આ ત્રીજું ચકતું જો કે સોનેરી જણાતું હતું તોપણુ પ્રથમના બેની માફક ખરેખર સોનાનું નહોતું પરંતુ તે રૂપાનું હતું અને તેના ઉપર સોનાનો ઢોળ ચઢાવેલો હતો.

ત્રણેય ચકતાં ધ્યાન પૂર્વક તપાસતાં તે નક્કર નહોતાં પણ પોલાં હતાં, અને પ્રત્યેકમાં એક એક લેખ બીડવામાં આવ્યો હતો. બે લેખમાં લખાણ હતું અને ત્રીજામાં નકશો ચીતરેલો હતો, બન્ને લેખ ખંભાતના માજી સરકારના હતા અને બન્ને ઉપર સરકારનાં સીલ–મહોર હતાં.

પ્રથમ લેખમાં સદ્દગત હરિનાથને નીચે પ્રમાણે ફરમાન હતું.

**પ્રિય હરિનાથ !**

**આ વખત અણીનો છે. તમે મારા વિશ્વાસુ છો.**

આથી મારી તમામ દોલત હું તમને સોંપું છું. તેને મુનાસીબ જગાએ સંતાડવા તજવીજ કરશો. જો હું પાછો આવું તો મને મારી મિલકત પાછી સોંપજો અને તમને તેનો યોગ્ય બદલો મળશે. હીજરીસન- માહે- દિન.

બીજા લેખમાં નીચે પ્રમાણે લખાણ હતું.

આ રાજ્ય અને દેશ આજે છોડતી વખતે મારી તમામ ખાનગી મિલકત ખજાનો હું મારા વિશ્વાસપાત્ર હરિનાથને સોંપતો જાઉં છું તેને ગમે ત્યાં તે રાખે કે સંતાડે. હું પાછો આવીશ તો ઠીક છે. હું તેની પાસેથી લઇશ પણ નહીં તો હરિનાથ પોતે અગર તેની ઓલાદમાંનું કોઈ પણ પુત્ર પુત્રી કે બીજું વારસ જ્યારે આ મારી મિલ્કતને, મારી પછી જે કોઈ રાજ્યગાદીએ હોય તેના રૂબરૂ હાજર કરે તો અડધો હિસ્સો પોતે રાખવો અને બાકીનો અડધો હિસો નીમે ભાગે હરિનાથને અગર તેના તરફથી જે કોઈ વારસ રજુ કરે તેને સોંપવો. આ મેં મારી રાજીખુશીથી અને અક્કલ હોંશીયારીથી લખ્યું છે. હીજરીસન માહે દિન.

ત્રીજા ચકતામાંથી નીકળેલા ચિત્રલેખથી હવે શું સમજવું તે કાંઈ મુસ્કેલ નહોતું. સદ્ગત હરિનાથે દોલત ક્યાં દાટી છે તે જગા બતાવનાર તે ચિત્ર છે એમ સ્પષ્ટ જ દેખીએ જણાવી દીધું.

 

મહિમાતાના કિનારે આવેલા એક શિવાલયની જગાએ ધન દાટેલ છે એમ નકશાના આધારે જણાયું. ધનને સરકારમાં રીતસર

રજુ કરવામાં આવ્યું. અને લેખના ઉદ્દેશ પ્રમાણે અડધું દ્રવ્ય બે બાળાઓના વાલી–વારસ તરીકે દાક્તર વિનાયકરાયને મળ્યું.

દેવી દિવ્યરંભા, દાક્તર વિનાયકરાય, રાયબહાદુર અને ઇન્સ્પેક્ટર બંસીલાલના સંયુક્ત બલ સ્હામે મુનશી મણિધરરાય, કારભારી હરિચંદ, જગો અને હિમ્મત વિશેષ ફાવી ન શક્યા. એક પછી એક ચારેય પકડાયા અને તેમના ઉપર કેસ ચાલતાં દરેકને યોગ્ય શિક્ષા થઇ.

માથાવાળી બરણીઓ બે વાર છાની રીતે આપી દેનાર ઇસ્પીતાલના નોકર મોહનને દેવી દિવ્યરંભાના આગ્રહથી જો કે માફી મળી; તો પણ તેને ઇસ્પીતાલમાંથી તો દૂર કરવામાં આવ્યો. દાક્તર વિનાયકરાયે તેને પોતાને ત્યાં રાખી લીધો.

સાધુરામ બનેલા વસનજીએ પોતાનુ ભવિષ્ય શેષ–સ્વલ્પ જીવન દાક્તરને ત્યાંજ પૂર્ણ કર્યું.

દાક્તર વિનાયકરાય કાંઇ હવે એક સામાન્ય કે મધ્યમ સ્થિતિના નહોતા રહ્યા. અનગળ લક્ષ્મીના પ્રતાપે તે એક ધનાઢ્ય જાગીરદાર બન્યા હતા.

હવે દાક્તર વિનાયકરાય સર્વ લોકોપયોગી જાહેર હીલચાલોમાં પણ ઉલટભર્યો ભાગ લેવા લાગ્યા અને એકાદ બે ધર્મસંસ્થાઓ પોતે સંસ્થાપીત કરી. તેમની બન્ને ધર્મપત્નીઓએ પણ આર્ય અબલાઓની ઉન્નતી અર્થે અનેક સુફલદ યત્નો સેવ્યા અને ચારે દિશામાં યશ મેળવી વિજય પ્રવર્તાવ્યો.

સરકારબહાદુરે દેશ સેવાની કદર કરી અને સરદાર બહાદુર અને રાયબહાદુરના ખીતાબોથી દાક્તરને નિવાજ્યા.

દાક્તરનું આનંદ જીવન અને સુખી ગૃહસ્થાશ્રમ સંતોષથી વિલોકતાં, રાયબહાદુર અને દેવી દિવ્યરંભા અર્બુદ ઉપર આવ્યાં ગયાં.

દેવીશ્રી કોઇ કોઇ વાર તેમની પાસે આવી જતાં અને માર્ગ સૂચક બનતાં.

દેવી દિવ્યરંભાએ એકવાર આપેલા એક પ્રસાદી લેખના પરિણામે પાછળથી એમ જણાયું હતું કે પૂર્વાશ્રમમાં રાયબહાદુર મહાત્મન્ તેમજ દેવી દિવ્યરંભા ઉભય દાકતર વિનાયકરાય અને સદ્‌ગત હરિનાથનાં કુટુંબીજન જ હતાં.

એકવાર દેવી દિવ્યરંભાની આજ્ઞાનુસાર દાકતરે, સરદાર રાયબહાદુર વિનાયકરાયે મહાયજ્ઞ આરંભ્યો. વિદ્યા વિભૂષિત અનેક પાત્ર બ્રાહ્મણોને આમંત્ર્યા હતા. શહેરના તમામ પ્રતિષ્ઠિત નાગરિકોએ એટલુંજ નહીં પણ સરકારે પોતે પણ હાજરી આપી યજ્ઞનો લાભ લીધો, મહાયજ્ઞ સમયે વારંવાર એજ મંગળ ધ્વનિયુક્ત આશિર્વાદો કર્ણે પડતા કે:—

"દેવી દિવ્યરંભાની જય"

"સરદારબહાદુરની જય"

"શ્રી સદ્‌ગુરૂ દેવની જય"

